परमपूज्यपाद-श्रीविजयधर्मसूरि-गुरुभ्यो नमः ।

# વીર–ધર્મ

# નો

# ઢંઢેરો.

લેખક—

ન્યાયવિશારદ—ન્યાયતીર્થ

મુનિરાજશ્રીન્યાયવિજયજી.

બીજી આવૃત્તિ

વીર સ ૨૪૫૫ ] ધર્મ સ ૭ [ વિ સ ૧૯૮૫

પ્રતિ–સખ્યા ૧૦૦૦



અમૂલ્ય.

# બે બોલ

વ્હાલા વાચનાર!

મ્હારા તટસ્થ ઉપયોગ ઉપર જે ભાસ્યું, તે અત્રે રજુ કર્યું છે. મ્હારા નિર્ભ્રાન્તપણાનો દાવો હું ન કરી શકું. આપણી ભૂલો તો જ્ઞાની જાણે. બના અકલુષિત વિચાર-બુદ્ધિ ઉપર જે પ્રકાશે, તે ઉદાર આશય અને પર-હિત-દૃષ્ટિથી પ્રકટ કરવું એ અણઘટતું ન ગણાય. બના આ લેખ વાંચતા ક્યાંય તને વસમું લાગે તો સમ્ભારી રાખજે વિચાર-ભેદો તો જિનભદ્રગણિ-ક્ષમાશ્રમણ મલ્લવાદી અને સિદ્ધસેન દિવાકર જેવા મહાન્ પૂર્વાચાર્યો વચ્ચે પણ હતા. ધર્મસાગરજી તથા ભાવવિજયજી-વિનયવિજયજી આદિ મહાવ્રતધારી વિદ્વાનો વચ્ચેના વિચાર-ભેદો જોઈશ તો તું ઠંડો થઈ જઈશ. વિચાર-ભેદ પર કલુષિત થવું એ કમજોરી અને કાયરપણું છે. સારું લાગે તો ગ્રહણ કરજે. પ્રતિવાદ યા પ્રતિવિધાનમાં પણ માધ્યસ્થ્યવૃત્તિ, મ્હામા પ્રત્યે હિતબુદ્ધિ અને સ્હામાને, પોતાને સાચું જણાય તે સમજાવવાની માયાળુ લાગણીના રંગો પૂરજે. એમાંજ મજા છે, અને શ્રોતાઓને પણ વિવેક કરવાનું સ્હેલું પડશે.

વિ. સં. ૧૯૮૩<br>
શ્રાવણ સુદિ ૫<br>
વઢવાણ કેમ્પ.

લેખક

# —: मुद्रा-

इन्द्रियार्थ-विलासाय न जातं तव जन्मना।
एकं कार्यं महत् कर्तुं त्वमत्राऽऽगतवानसि॥

* * *

दुःखान्धकार-नाशाय प्रकाशाय सुखाध्वन ।
उद्भवन्ति महात्मानः कर्म-योगं सतामयम्॥

• • •

ग्लानिं धर्मस्य वीक्षध्वं समाजस्य च दुर्दशाम्।
उत्तिष्ठध्वं तदुद्धारे सर्वे सम्भूय सज्जनाः॥

—લેખક

# लेख :-

—વિષય-વિલાસ કરવા તારો જન્મ થયો નથી એક મહાન્ કાય કરવા માટે તું અહીં આવ્યો છે

* * *

—દુઃખ-અન્ધકારનો નાશ કરવા અને સુખસાધક માર્ગનો પ્રકાશ કરવા મહાપુરુષો અવતરે છે સન્તોનો આ કર્મ-યોગ છે

* * *

—ધર્મની ગ્લાનિ અને સમાજની દુર્દશા તરફ નજર કરો, અને બધા સજ્જનો એકત્રિત થઇ તેનો ઉદ્ધાર કરવા ઉઠો ?

# વીર–મંત્રો



' If you subdue not your passions, they will subdue you

—તમે તમારી વાસનાઓ ઉપર જો અંકુશ નહિ મૂકો તો તે તમને પોતાના તાબામાં કરશે

' He who reigns within himself and rules passions desires and fears, is more than a king

—જે પોતાની જાત ઉપર રાજ્ય ચલાવે છે અને વાસનાઓ તૃષ્ણાઓ અને ભયો ઉપર અંકુશ રાખે છે, તે એક બાદશાહ કરતા મ્હોટો છે

' He who masters his passions, conquers his greatest enemy

—જે પોતાની વાસનાઓ ઉપર આધિપત્ય ભોગવે છે તે પોતાના મ્હોટામા મ્હોટા દુશ્મનને જીતે છે

' Command yourself and you may command the world

—તમે તમારી જાત પર હુકમ ચલાવો અને દુનિયા ઉપર હુકમ ચલાવી શકો

" The more one drinks, the more he wants to drink till at last he dies of drinking it, So abstain from it "

—પ્રાણી જેમ જેમ વિષય-રસનું પાન કરે છે, તેમ તેમ તેમાં તે વધુ આસક્ત બને છે અને એ ત્યાં સુધી કે આખરે તે તેનાથી મરે છે માટે એથી દૂર ખમી જા.

" Govern yourself before you govern others "
" Govern your mind, lest it governs you "

—બીજાના ઉપર સત્તા ચલાવવા જાઓ તે પહેલા તમારી જાત ઉપર સત્તા ચલાઓ તમારા મન ઉપર સત્તા ચલાઓ, એને તે તમારી ઉપર સત્તા ચલાવે

' The kingdom of heaven is within you '

—સ્વર્ગનું રાજ્ય તમારા-પોતાની અંદર છે

' Love is the light by which we see God '

—વિશ્વ-પ્રેમ એ એવી રોશની છે કે જે વડે ઈશ્વર-દર્શન કરી શકાય

" The service of the poor is the service of God'

—ગરીબોની સેવા એ પરમેશ્વરની સેવા છે

'When money is lost nothing is lost,
When health is lost something is lost
When Character is lost all is lost

—જો તમે પૈસો ગુમાવ્યો છે તો કાંઈ નથી ગુમાવ્યું
જો તમે તન્દુરસ્તી ગુમાવી છે, તો કંઈક ગુમાવ્યું છે,
જો તમે ચારિત્ર ગુમાવ્યું છે, તો સઘળું ગુમાવ્યું છે

" Expel avarice from your heart, So shall you loose the chains off your neck "

—તૃષ્ણાને તારા હૃદયમાંથી દૂર કર, એથી તારા ગરદન ઉપર પરોવેલી સાંકળોથી તું છૂટો થઈશ



# વિષય—સૂચન




| | |
|---|---|
| ૧ વીર સ્તવન | ૧ |
| ૨ પ્રવચન | ૧૦ |
| ૩ સામ્યવાદ | ૧૧ |
| ૪ અહિંસા | ૧૭ |
| ૫ સંગઠન | ૨૦ |
| ૬ ધર્મ–સંસ્થાઓ | ૨૭ |
| ૭ નારી સમ્માન | ૩૧ |
| ૮ ધર્મ | ૩૮ |




# વીર-ધર્મનો

# —ઢંઢેરો.

## વીર-જીવન

સમગ્ર સમાજમાં ઊંચામાં ઊંચુ જીવન એક મનુષ્ય-જીવન છે આત્માનો પૂર્ણ વિકાશ એક માત્ર મનુષ્યતાના પૂર્ણ વિકાશ ઉપર આધાર રાખે છે મનુષ્યતાનો જેમ જેમ વિકાશ થતો જાય છે, તેમ તેમ કૈવલ્ય-મન્દિર નજીક આવતું જાય છે એ વિદ્વાનના શબ્દો જ કે—

Man is the master o the whole Cosmos If you are not man be man if you are an angel descend to manhood if you are an animal, ascend to manhood

**અર્થાત્**— મનુષ્ય અખડ બ્રહ્માડનો માલિક છે તુ જો મનુષ્ય નથી, તો મનુષ્ય બન તુ જો દેવતા છે, તો મનુષ્ય-જીવનમા ઉતરી આવ તુ જો જાનવર છે, તો મનુષ્ય-જીવન ઉપર આવી જા

મહાવીર સ્વામીનુ જીવન એ ખરેખર માનવ-જીવન છે મનુષ્યજાતિને માનવજીવનનો શ્રેષ્ઠ આદર્શ મહાવીર સ્વામીના જીવન માથી પ્રાપ્ત થઈ શકે છે માનવ-જીવનના અભ્યાસીએ મહાવીર સ્વામીના જીવનનુ અધ્યયન કરવાની પરમ આવશ્યકતા છે એ મહાપુરુષના જીવનને આદર્શ બનાવી જો પ્રવૃત્તિ કરવામા આવે તો નિ સન્દેહ આત્મસિદ્ધિનો માર્ગ સુલભ થઈ જાય પ્રભુ મહાવીર એકદમ પ્રભુ નહોતા થયા, તેઓ પહેલા લૌકિક હતા અભ્યાસ કરતા કરતા જ્યા પુરુષાર્થના શિખરે પહોચ્યા, ત્યારે લૌકિક મટી અલૌકિક થયા-પ્રભુ થયા એમના પગલે ચાલવુ એ મનુષ્ય-માત્રનુ કર્તવ્ય છે એમનુ જીવન નૈતિક, ધાર્મિક અને પારમાર્થિક તત્ત્વોના ઉંચા આદર્શોથી ભરપૂર છે એમાથી આપણે થોડોક બોધ લઈએ

સનાતન સમયથી વર્ણાશ્રમ-પદ્ધતિ જે ચાલી આવી છે, તના ચીલે ચીલે ભગવાને પોતાની ગતિ લબાવી છે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યાસાશ્રમ એ ચાર આશ્રમોમા ક્રમપૂર્વક વિશ્રામ લેતા ભગવાન આખરે પૂર્ણ વિશ્રામી બને છે

દુનિયામાં માતાનો ઉપકાર થયો નથી. જગતમાં માતૃ-સેવનું પ્રથમ સ્થાન છે. માતૃભક્તિનું મહાન કર્ત્તવ્ય બજાવવામાં મહાવીરે કેટલો ઉચ્ચો નમૂનો રજૂ કર્યો છે! ગર્ભાવસ્થામાં ગર્ભનું હલન-ચલન, જે નૈસર્ગિક ( પ્રાકૃતિક ) છે, તેની ઉપર પણ મહાવીર અંકુશ મૂકે છે અને તે એટલા માટે કે "મારા હાલવા-ચાલવાથી રખેને મારા માતાજીને દુઃખ થાય!" માતા પ્રત્યે કેવો ઉન્નત ભાવ!

બાલ-સ્વભાવ-સુલભ ચંચળતા અને ચપળતા બાળ મહાવીરમાં ન હોય એ કેમ બને! મહાવીર પોતાના સરખી ઉમ્મરના ગોઠીયાઓ સાથે રમવા નિકળી પડે છે. કિન્તુ રમત-ગમતમાં પણ-ખેલ-કૂદમાં પણ તે બાળકની નિર્ભયતા અને હિમ્મત એક જુદા પ્રકારની તરી આવે છે.

બાલ વર્ધમાન પોતાના ગોઠીયાઓ સાથે રમી રહ્યા છે તે વખતે એકાએક મહાભુજંગ નજરે પડતા વર્ધમાન તેને તરતજ નીડરપણે ફેંકી દે છે અને પાછા ફરી રમત રમવા લાગી જાય છે. ભગવાનના જીવનની આ બાલ-ઘટના બાળકોને હિમ્મતવાન અને નીડર બનાવવા સંકેત કરે છે. ત્યારે આજે બાળકોની સામે શરૂ-શીજ એવું વાતાવરણ રાખવામાં આવે છે કે તેઓ મ્હોટે ભાગે બ્હીકણ અને નાહિમ્મત બનતા જાય છે. 'વાઘ આવ્યો', 'બાઘડો આવ્યો', 'બાવો આવ્યો', 'એરૂ કરડશે' કહી કહીને પણ બાળકોના દિલ બ્હીકણ બનાવી નખાય છે.

પ્રભુની ઉમ્મર આઠ વર્ષની થાય છે, ત્યારે તેમના માતા-પિતા મ્હોટા વરઘોડા સાથે તેમને નિશાળે બેસાડવા લઈ જાય છે. જે મા-બાપ લાડમાં ને લાડમાં પોતાના પ્યારા પુત્રને વિદ્યાધ્યયન

કેળવવાનું વિસ્મરી જાય છે, અગર તે તરફ ઓછી દરકાર રાખે છે, તેઓ પોતાના બ્યાના પુત્રના વાસ્તવિક હિતૈષી નથી, કિંતુ માતા શત્રુ અને પિતા વૈરી છે એ વાત નાણ્ણા સિદ્ધાર્થ રાજા અને રાણી ત્રિશલા ક્ષત્રિયાણીના ધ્યાન બહાર હોય જેમ ગણાય પણ મહા વીર જેવા પ્રખર પ્રતાપવાનને વિદ્યા ચયન માટે બીજા વિદ્યાર્થી ઓની જેમ પરિશ્રમ કરવાનુ ન હોય

વર્ધમાનનો યૌવન-કાળ પણ નિર્વિકાર છે રાજ-વૈભવના વિલાસી શરીર વચ્ચે પણ તેનો મન નયમ વિષય-વિકારોને આવવા દેતા નથી વર્ધમાન જેવા રાજકુમારને રાજકુમારીઓની શી ખોટ હોય, પણ એવા જિતેન્દ્રિય પુરૂષની આગળ પરણવાની વાત કાણ મૂકી શકે ? દુનિયાના યુવાનોને માટે આ ઓછો બોધ-પાઠ નથી આજે તો બાળકો અને યુવકોની અત્યન્ત ન્હાની ઉમ્મરમાંથી જ ખરાબ સંસ્કાર પડવા શરૂ થાય છે ઘરની અજ્ઞાન માતા, ફક્ત ઢ નિશાળોના ખરાબ વાતાવરણ, સત્સંગનો અભાવ અને સુશિક્ષણની ખામી-આથી આજની ઉછરતી પ્રજા ઓછે વત્તે અંશે દોરવાઇ જાય છે નાટક, સિનેમા અને હોટલના શોખ તેમને ખુવાર કરી રહ્યા છે શૃંગારિક વાચન તેમનુ ખૂન ચુસી રહ્યુ છે અધિકાર છિન છબીના બનો વિકાર-વિલાસ શોધતા ફરે છે વર્ધમાનનુ જિતેન્દ્રિય જીવન જગતના કુમારોને સન્દેશ પાઠવે છે કે યોગ્ય ઉમ્મર લગ્ન થાય ત્યા સુધી બ્રહ્મચર્યને બિલ્કુલ અક્ષત રાખવાની પોતાની ફરજ ન ભૂલવી જોઇએ

ઓછામા ઓછી ૧૮ વર્ષની ઉમ્મર સુધી બ્રહ્મચર્ય-પાલન-પૂર્વક વિદ્યાધ્યયન કરવુ એ પહેલો ‘ બ્રહ્મચર્યાશ્રમ ’ છે આ આશ્રમમા ભવિષ્યની આખી જિન્દગીનો પાયો નાખવામા આવે છે

રાજા સિદ્ધાર્થ તો મહાવીરના લગ્ન કરવા ઘણાય ઉત્કંઠિત હોય, પણ મહાવીરની સમ્મતિ વગર શું કરી શકે ' સમરવીર ' રાજા તરફથી વિવાહ માટે કહેણુ આવ્યુ, કહેણુ જ નહિ, એ રાજાએ પોતાની પુત્રી ' યશોદા ' સાથે પાતાના મન્ત્રીને મોકલ્યો, ત્યાર પણ સિદ્ધાર્થ રાજાએ એકદમ નિર્ણય ન કરતા વર્ધમાનને તેમના મિત્રો મારફત પૂછાવ્યુ નિદાન, પરણાવનારને પણ પરણનારની સમ્મતિ લેવી જરૂરી અને ઉચિત છે અને એ ઉપરથી યોગ્ય ઉમ્મરે લગ્ન કરવાનુ પણ સાબિત થાય છે કેમકે પરણનાર યોગ્ય ઉમ્મરે હોય તો જ તે સમ્મતિ આપવા યોગ્ય હોઇ શકે

લગ્ન માટે વીનવવા આવેલા મિત્રોને વર્ધમાન પરણવાની ના પાડે છે આખરે માતા ' ત્રિશલા ' ક્ષત્રિયાણીનો માતૃ-પ્રેમનો ભરેલો મહાન આગ્રહ, પરિસ્થિતિના એવા સંયોગો તરફ મહાવીરનુ ધ્યાન ખેંચે છે કે છેવટે એ વીર કુમાર લગ્ન-ગ્રન્થિમા જેડાય છે આમ માતાનુ માન રાખી વર્ધમાન કુમાર બ્રહ્મચર્યાશ્રમમાથી ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરે છે, ' યશોદા ' દેવીનો ભર્ત્તા બને છે

---

" भगवानप्यथा दध्यौ किमापतितमद्य मे ? ।
साग्रहयमिनो माता भवभ्रमणभारित ' ॥

" गर्भेऽपि सङ्गतागोऽस्था मातृदु खाभिशङ्कया ।
स्थास्यामि गृहवासेऽपि तद् मनाग्वृत्तिबाधया ॥

" कर्म भोगफलं चास्ति मान्यौ च पितरौ मम ।
एवं विचिन्त्य भगवान् तन्मेने मातृशासनम् ॥ '

( હેમચન્દ્ર ૧૦ મુ પર્વ, બીજે સર્ગ, શ્લોક ૧૪૭–૧૪૮–૧૪૯ )

ગૃહસ્થાશ્રમ સાધીને સન્યસ્ત થવું એ રાજ-સડક છે તીર્થંકરો, ગણધરો, જ્ઞાનીઓ, મહાત્માઓ બધાય આ રાજ-સડકે ચાલેલા છે ગૃહસ્થાશ્રમમાં આવ્યા વગર જ સન્યસ્ત થયેલાઓની સંખ્યા, એ રાજ-સડક ચાલનારાઓની સંખ્યા આગળ એટલી બધી જૂજ છે કે સમુદ્રની આગળ જળ-બિન્દુ ગૃહસ્થાશ્રમમાં આવ્યા વગર જ સન્યાસ તરફ વળવું એ બહુ સાંકડી કેડી છે એટલે તે રસ્તે જનારાઓ બહુ જૂજ હોય, એ સ્વાભાવિક છે જ્યારે ગૃહસ્થાશ્રમમાં પસાર થઈને સન્યાસ તરફ વળવું એ વિશ્વવ્યાપક અને સહીસલામત રાજ-માર્ગ છે, એટલે થોડા અપવાદોને બાદ કરતાં બધાય એ રાજ-માર્ગે જ ચાલેલા અને ચાલે એ દેખીતું છે

ગૃહસ્થાશ્રમના પરિણામરૂપે ભગવાનને એક સંતતિ પણ ઉત્પન્ન થાય છે, અને તે પુત્ર નહિ, કિન્તુ કન્યા આજે તો ઘણે ભાગે દીકરો આવતાં હર્ષ થાય એ દીકરી આવતાં ન થાય, બલ્કે દીકરીનો અવતાર અળખામણો લાગે, પણ આવી મનોદશા થવામાં સમાજની કફોડી સ્થિતિ જ ભારે જવાબદાર છે સાચી વાત તો એ છે કે, પુત્રની જેમ પુત્રી પણ સરખે દરજ્જે દેશની વિભૂતિ છે અને આવી ભાવના જાગૃત થાય એ હેતુ તો આમાં (ભગવાનને ઘેર દીકરી અવતરવામાં ) નહિ સમાયો હોય શું ! ભગવાન્ પોતાની કન્યાને પોતાના ભાણેજ ' જમાલિ ' સાથે પરણાવે છે

પોતાના ભાણેજને પોતાની કન્યા આપવી, એ હાલના વખતમાં અણુઘટતું ગણાય પણ સામાજિક રીત-રીવાજો હમેશાં એક પ્રકારના કાયમ નથી રહેતા એક વસ્તુ એક કાળમાં ઉચિત ગણાય છે, તે જ વસ્તુ સમયનો પલટો થતાં અનુચિત ગણાવા લાગે છે

આ ઉપરથી એ ચોખ્ખુ જણાય છે કે સામાજિક રીત-રિવાજો એ જુદી વસ્તુ છે અને ધર્મ એ જુદી વસ્તુ છે પોતાની કન્યા પોતાના ભાણેજને આપવી એ જો ધર્મથી વિરુદ્ધ હોત તો મહાવીર જેવા ધાર્મિક પુરુષ આમ કરવામા ક્ષત્રિય કુળના રિવાજને અનુમન્ત કરત કે ? અને ચેટક રાજા, કે જે મહાવીરના મામા થાય, તેમની પુત્રી સાથે મહાવીરે પોતાના જ્યેષ્ઠ ભ્રાતા નન્દીવર્ધનના લગ્ન થવા દેત ખરા ?

મહાવીર જેવા મહાપુરુષો રાજ-વૈભવ ભોગવવા જન્મતા નથી તેવાઓના જન્મની પાછળ મહાન્ ભેદભર્યું રહસ્ય છુપાયલુ હોય છે જે સમયમા મહાવીર જન્મ્યા હતા, તે સમયની ભારતવર્ષની સ્થિતિ બહુ વિચિત્ર હતી તે વખતે ભારતવર્ષમા વિષમતા, અંધશ્રદ્ધા, પશુબલિ અને સામ્પ્રદાયિક ઝઘડા પૂર જોશથી ફેલાયા હતા અને એથી તત્કાલીન પ્રાન્તમા એટલી બધી અશાન્તિ પ્રસરેલી હતી કે—' यदा यदा हि धर्मस्य " એ વાક્ય પ્રમાણે તે વખતે એક સમર્થ ઉદ્ધારક પુરુષના અવતારની પરમ આવશ્યકતા હતી મહાવીરનુ કાર્ય-ક્ષેત્ર એ આવશ્યકતાને પૂર્ણ કરવાનુ હતુ દુનિયાના દારુણ આર્ત્તનાદે મહાવીરને વિષય-વિલાસથી વિરક્ત બનાવ્યા હતા અને એ વિરક્ત પ્રભુ એ જ શોધમા હતા કે દુનિયાનો કરુણ કોલાહલ કેમ શાન્ત થાય અને જગતના જીવોને સુખનો ખરો માર્ગ કેવી રીતે સાંપડે ?

મહાવીરને એ દૃઢ સંકલ્પ હતો કે માતા-પિતાની હયાતી સુધી દીક્ષા ગ્રહણ ન કરવી આનો સંકલ્પ કરવામા તેમણે એ કારણ જોયુ હતુ કે તેમની ઉપર તેમના માતા-પિતાની અસીમ સ્નેહ-લાગણી હતી કેમકે માતા-પિતાનો પોતાના પુત્ર ઉપર સ્નેહભાવ હતો એ

તો એક સામાન્ય વાત છે, પણ અહીં મુદ્દાની વાત આ છે કે, જ્યારે મહાવીરે ગર્ભાવસ્થામાં પોતાની માતાને દુઃખ ન થાય એ માટે પોતાનું હલન-ચલન બંધ કર્યું હતું, ત્યાં માતાને પોતાના ગર્ભના સંબંધમાં અનિષ્ટ શંકા થતાં પારાવાર શોક-સન્તાપ ઉત્પન્ન થયો હતો, અને તેની જે ગંભીર અસર મહાવીરના વિવેકી હૃદય ઉપર થઈ હતી, એનું જ એ પરિણામ હતું કે તેમણે માતા-પિતાની હયાતી સુધીમાં 'તપોવન'નો માર્ગ લેવાનું મુલ્તવી રાખ્યું હતું.

સાધારણ સ્વાર્થ માટે પણ જેઓ પોતાનાં માતા-પિતાની અવગણના કરે છે, તેમણે મહાવીરના આ આત્મભોગપર જરા દૃષ્ટિપાત કરવો ઘટે. જેનું વિરક્ત હૃદય ભવચક્રનો સંસર્ગ તજી સંન્યાસના પથે નિકળી જવા તલપી રહ્યું છે, જેનું ઇષ્ટતમ ધ્યેય એકમાત્ર શુદ્ધ આત્મ-જીવન જીવવું એ છે, એવા મહાનુભાવને ગૃહવાસમાં ઘડીય રહેવું કેમ ગમે! છતાંય એ મહાભાગ માતા-પિતાને સારૂ પોતાના એ પરમ સ્વાર્થને તેઓ હયાત રહે ત્યાં સુધી મુલ્તવી રાખે છે. ધન્ય છે એ રાજકુમારના પુત્રધર્મને!

મહાવીરની અઠ્ઠાવીશ વર્ષની ઉમ્મરે તેમનાં માતા-પિતા સ્વર્ગવાસ સિધાવે છે. હવે રાજ્યાભિષેકનો કલશ કોના શિરે ઢોળાય! જે લક્ષ્મી બાપ-બેટામાં અને ભાઈ-ભાઈમાં વેર-ઝેર પ્રગટાવે છે, જે લક્ષ્મીના કારણે સગા ભાઈઓ પણ એક બીજાને છુંદી નાખવા મેદાને-જંગ મચાવે છે, તે લક્ષ્મી કરતાં—તે રાજ્ય-વૈભવ કરતાં નન્દીવર્ધનને પોતાના ભાઈ વર્ધમાન વધારે વ્હાલા છે. મ્હોટા ભાઈ નન્દીવર્ધન પોતાના ન્હાના ભાઈ વર્ધમાનને રાજ્ય-ગાદી લેવા આગ્રહ કરે છે. પણ વર્ધમાનને રાજ્ય ક્યાં કરવું હતું! મહાવીર રાજ્ય લેવા ઇન્કાર કરે છે. જુઓ! ભાઈઓ વચ્ચે પ્રેમ! એ પછી

જ્યારે મહાવીર દીક્ષા ગ્રહણ કરવા તત્પર થાય છે ત્યારે નન્દીવર્ધન તેમને ઓછામાં ઓછાં બે વર્ષ ગૃહવાસમાં રહેવા સૂચવે છે મહાવીર પોતાના વડીલ ભ્રાતાની સૂચનાને કબૂલ રાખે છે અને એ રીતે, જ્યેષ્ઠ ભ્રાતા પ્રત્યે વિનીત ભાવ વર્તવાનો દાખલો જગતની સમ્મુખ રજુ કરે છે

ભાઈના આગ્રહથી બે વર્ષ વધુ ઘરમાં રોકાઈને પણ ભગવાન પોતાની જીવન-ચર્યાને ત્યાગના રૂપમાં ફેરવી નાખે છે ગૃહસ્થ-વેષ-ભૂષામાં રહી તેઓ એક પ્રકારે સાધુજીવનની પદ્ધતિએ નિયમબદ્ધ રહે છે તેમની આ ચર્યા આપણને 'વાનપ્રસ્થાશ્રમ' નો ખ્યાલ ઉત્પન્ન કરાવે છે

ચારિત્રના ઉમેદવારે ચારિત્ર ગ્રહણ કરવા પૂર્વે અમુક વખત સુધી ત્યાગ-ધર્મની પ્રેકટિસ કરવાની બહુ જરૂર છે આજ દૃષ્ટિ-બિન્દુ ઉપર શ્રૌત વાનપ્રસ્થાશ્રમનું વિધાન છે 'વાનપ્રસ્થાશ્રમ' એટલે તપસ્વિ-જીવનના( ચારિત્ર ધર્મના ) ઉમેદવારને લગતું 'આશ્રમ', અર્થાત્ ચારિત્ર ગ્રહણ કરવા પૂર્વે ત્યાગ-ધર્મની અભ્યાસ-પદ્ધતિ આ એક કસોટી છે અને એ માર્ગે પોતાના જીવનને કળવીને પછી ચારિત્ર-મન્દિરમાં પ્રવેશ કરવો એ બહુ સરસ રીતિ છે જો કે મહાવીર જેવાને પહેલેથી કંઈ તેવી પ્રેકટિસ કરવાની જરૂર ન જ હોય, છતાં તેઓ દુનિયાને બોધ-પાઠ શિખવવા ખાતર સ્વયં પોતાના આચરણથી તેવા દાખલો રજુ કરે છે, અને એમ કરવું એ જગતના-માનવધર્મના એક મહાન્ અને શ્રેષ્ઠ આદર્શને અનુરૂપજ હોય

૩૦ વર્ષની ઉમ્મરે મહાવીર સન્યાસ ગ્રહણ કરે છે મહા-વીરના સન્યાસની ઉગ્રતા સંસારમાં મશહૂર છે તે વખતના મહા

ત્યાં ‘બુદ્ધ’ વગેરે અન્ય તીર્થંકરોએ પણ તેમને ‘દીર્ઘતપસ્વી’ તરીકે વર્ણવ્યા છે. સત્યની શોધ પાછળ ખાવું-પીવું મૂકી દઈ, મૌનપણે બાર બાર વર્ષના ઉજાગરા કરનાર અને ઉઘાડે પગે તથા ઉઘાડે શરીરે, રણવગડાઓમાં અને વિકટ જંગલોમાં એકલા અવધૂત વિચરનાર એ વીર પુરુષનું સંન્યાસી-જીવન કેવું વિકટ હશે! કેવું અદ્ભુત હશે!

પ્રાણાન્ત આફતો વચ્ચે પણ પોતાની પ્રચંડ ધારાવાહિની તપશ્ચર્યાથી જરા પણ વિચલિત નહિ થતા, જઠરાગ્નિ અને પ્રચંડ બળ ધરાવવા છતાં, લોકો માણસોના અવારનવાર પડતા મારો પર જરાય ક્રોધ ન કરતા, સંપૂર્ણ શાન્તિપૂર્વક, સત્ય-શોધમાં નિરન્તર ઉભે પગે લાગ્યો રહેનાર એ ક્ષમા-મૂર્તિ વીર સંન્યાસી જ્યારે બાર વર્ષને છેડે “પરબ્રહ્મ”નો પૂર્ણ સાક્ષાત્કાર મેળવે છે, ત્યારે, પછી તે નિરાંત વાળી બેસે છે અને તે કૃતાર્થ, કૃતકૃત્ય અને પૂર્ણાત્મા બને છે.

પૂર્ણ સમાધિની પૂર્ણ જ્યોતિથી પૂર્ણ ઝળહળતો તે પૂર્ણ આત્મા હવે માનવ-મંડળની વચ્ચે આવી ખડો થાય છે, અને ધર્મ સંદેશ સુણાવે છે, અને કલ્યાણમય આદર્શ જગતની સન્મુખ રજુ કરીને પછી પર-બ્રહ્મ-સ્વરૂપમાં લીન થઇ જાય છે.

નમન હો એ મહાપુરુષ પરમ-આત્મા પરમેશ્વરને!

## પ્રવચન

મહાવીરનું પ્રવચન વિશ્વગામી, વિશ્વોપયોગી અને વિશ્વ કલ્યાણસાધક છે એમ તટસ્થ દૃષ્ટિએ જોનાર કોઇપણ વિચારક કહી

* બાર વર્ષમાં ફક્ત ૩૪૮ દિવસ જ મહાવીરે આહાર લીધો.

શકશે તેનું તત્ત્વજ્ઞાન એટલું મહત્ત્વપૂર્ણ છે કે જે દુનિયાના મ્હોટામાં મ્હોટા સમર્થ વિદ્વાનોને ગભીર અને નવીનતા ભર્યું લાગે કર્મના સિદ્ધાન્તોના વિષયમાં તેનું વિવેચન એટલું બધું બારીક અને વિસ્તૃત છે કે જગત્ના મ્હોટા મ્હોટા તત્ત્વજ્ઞાનીઓને પણ વિસ્મયાવહ થઈ પડે એ વીતરાગની પ્રવચન-ધારામાં જે વીતરાગ ભાવો ભર્યા છે તે મહાન્ આકર્ષક છે, અને તેનાથી નાગાદિમલ ક્ષાલનનું કામ વિશિષ્ટરૂપે બધાય એ સ્વાભાવિક છે

મહાવીર વૈષમ્યવાદને વખોડી કાઢે છે સામ્યવાદ એ તેનો પ્રધાન સિદ્ધાન્ત છે તેનું સ્પષ્ટ ફરમાન છે કે

સામ્યવાદ

દુનિયાનો કોઈ પણ માણસ તેના શાસન-ક્ષેત્રમાં પ્રવેશ કરી શકે તેનું શાસન જાતિ-ભેદથી નિયન્ત્રિત નથી ગમે તે જાતિ, ગમે તે વર્ણ અને ગમે તે દેશનો માણસ તેનો અનુયાયી થઈ શકે ચાડાળો અને અન્ત્યજો પણ તેના અનુયાયી છે મોક્ષ-માર્ગ અને મોક્ષ, ચાડાળો અને અન્ત્યજોને માટે પણ તેટલો જ ઉઘાડો છે, જેટલો કે વાણિયા-બ્રાહ્મણો અને ક્ષત્રિયોને માટે ઉઘાડો છે મહાવીર-પ્રવચનના અધિકારી ચાડાળો અને અન્ત્યજો પણ તેટલે દરજ્જે છે, કે જેટલે દરજ્જે વાણિયા-બ્રાહ્મણો-ક્ષત્રિયો છે સમ્યક્ત્વ, શ્રાવકધર્મ, સાધુધર્મ અને શ્રેણી-અવસ્થા જેમ વાણિયા-બ્રાહ્મણો-ક્ષત્રિયો પામી શકે, તેમ અન્ત્યજો અને ચાડાળો પણ પામી શકે તેની વ્યાખ્યાન-પરિષદ્માં બધાને સ્થાન છે મહાવીરની આ સામ્ય-દૃષ્ટિ છે આ તેનો સામ્યવાદ છે આ તેના શાસનની પ્રાણ શક્તિ છે તેના લક્ષાવધિ વ્રતધારી શ્રાવકોમાં ઉત્કૃષ્ટ ગણાતા દશ શ્રાવકો પણ કણબી કુંભાર જેવી વર્ણના છે

અહિંસા એ સામ્યવાદનું મહત્વ છે. મહાવીર અહિંસાની દેદીપ્યમાન મૂર્તિ છે. અહિંસા ધર્મના

અહિંસા

પ્રચારકોમાં મહાવીર સહુથી પુરોગામી છે. મહાવીરની અહિંસા વીરત્વપૂર્ણ છે અને તેનું સ્પષ્ટીકરણ અહીં અસ્થાને નથી. ખાસ કરીને દેશની વર્તમાન ગંભીર સ્થિતિ મને સ્પષ્ટ લખવા પ્રેરે છે.

વાસ્તવમાં જે બળવાન અને બહાદુર હોય, યોદ્ધા અને ગોદ્ધા હોય તે અહિંસાધર્મનું પાલન બહુ સરસ રીતે કરી શકે. મહાવીરના શાસનમાં ગૃહસ્થોને માટે અહિંસાનું સૂત્ર "નિરપરાધી સ્થૂળ (ત્રસ) જીવોને જાણી જોઈને ન મારૂં" એટલા પ્રમાણનું છે. આ નિયમ પ્રમાણે અપરાધીને ઉચિત શિક્ષા યા સજા આપવી, એ ગૃહસ્થની નીતિ-રીતિને જૈનશાસ્ત્ર નિષેધતું નથી. ખરી દયા શૂરવીર બજાવી શકે. જે નબળો અને શક્તિહીન હોય, તે પોતાની આંખો સ્હામે મરતાં જાનવરો યા માણસોને રોતડ મોઢે ઉભો ઉભો ટગ ટગ જોયા કરશે તેનાથી બીજું શું વળવાનું? પણ જો તે સ્થળે વીર-યોદ્ધો હશે, તો તે પોતાના બાહુ-બળથી અથવા શસ્ત્રોથી તે ઘાતકીઓને હઠાવીને તે જાનવરોને યા માણસોને બચાવી લેશે. આ ઉપરથી સાફ જોઈ શકાય છે કે દયા-ધર્મ બજાવવા માટે વીરતાની-શૂરતાની-યુદ્ધ-પ્રવીણતાની અને બહાદુરીની કેટલી અગત્ય છે! પોતાના ઘર ઉપર ગુંડાઓનો હુમલો થતાં, યા પોતાની સ્ત્રી ઉપર બદમાશો કૂદી પડતાં પોતે જો બળવાન્ હશે તો તે બદમાશોને મારી ભગાડશે, પોતાના ઘરની રક્ષા કરશે અને પોતાની સ્ત્રીની ઇજ્જતને બચાવશે, પણ પોતે જો માયકાંગલો હશે, તો ડરીને આઘો ખસી

જશે અને પોતાના ઘરને અને પોતાની સ્ત્રીને બદમાશોનો ભોગ થવા દેશે. જેઓ બળવાન અને વીરયોદ્ધા હોય તેઓ જ દેશ ઉપર હુમલો કરવા દોડી આવતા હુલ્લડખોરોને મારી ભગાવશે, અને તેઓ જ ધર્મ ઉપર ત્રાપ મારતા વિધર્મીઓને હાંકી કાઢશે, તેઓ જ તીર્થ-રક્ષા કરી શકશે, તેઓ જ ધર્મ[illegible]ના [illegible]શે, અને તેઓ જ ઉન્નત મસ્તકે સમાજની સપાટી ઉપર નિર્ભયતા અને સ્વાધીનતાપૂર્વક વિચરણ કરી શકશે. માયકાંગલાઓના કપાળમાં તો ગુલામી સિવાય બીજું શું નિર્માયેલું હોય! તેઓ પોતાના ધર્મસ્થાનોમાં ગમે તેવી ધર્મક્રિયાઓ કરે, ભજનીયાં ગાય અને ગમે તેટલા આડમ્બર પૂર્ણ ઉત્સવ મહોત્સવો કરે, પણ એ લોકો આખર ગુલામ જ, એઓ ખુશામદ યા ચાલાકી યા અર્થ બળ ઉપર ભલે જીવવા માગતા હોય, પણ એવી નબળી કાયરતાનું પરિણામ આખરે પતન જ હોય. તેમનામાં ખડ જતન હોય તો તેમની આંખો સામે લૂંટાતા ધર્મ-ધન યા તીર્થ-ધનને તેઓ ગેતડ મોઢે જોઇ બેસી ન રહે. બીજાની કૃપાના ટુકડા માટે કાંકા મારનાર તે કમજોરોને બીજાનું મોઢું જોતાં વખત ગાળવો પડે છે. લક્ષ્મીના મદ ઉપર તેઓ ગમે તેટલું કુદે, જોર મારે અને કદાચ પનાના પાણી ભરી લાખના બાર હજાર મેળવે, તો પણ તે મળેલો ટુકડો ગુલામોને સ્વાધીન નથી રહી શકતો. માયકાંગલાઓના હાથમાંથી તે ટુકડો છીનવી લેવામાં સત્તાધીશો યા વિધર્મી બળવાનોને કેટલી વાર લાગવાની હતી?

આત્મરક્ષણ કરવાની પણ જેમનામાં તાકાત નથી, ભયમાં મૂકાયલા પોતાના બેન-છોકરાંની સંભાળ લેવા જેટલી પણ જેમનામાં હિમ્મત નથી, એવા, બીજાની ગુલામી શોધતા ફરનારા નામર્દોને ભૂપીઠનો કયો પ્રદેશ સંઘરવાનો હતો?

જે કર્મ-શૂર હોય તેજ ધર્મ-શૂર હોય, એ કોણ નથી જાણતું? "નમો અરિહંતાણં" જે, મૂળ મન્ત્રનો પ્રથમ સૂત્રપાત છે તેમાં જ 'અરિ' ને મારનારાઓને નમસ્કાર કરવામાં આવ્યો છે. એ મંગળમય નમસ્કારમાં જ વિનયગુણ જ્યોતિ ભર્યો છે, એ પરમ પૂજનીય મન્ત્રવાણીમાં જ એવી વિજળી મૂકી છે, કે જેનું ધ્યાન આત્મામાં એક મહાન બળ રેડે છે. જો કે તે 'અરિ' રાગદ્વેષ રાગ-દ્વેષ રૂપ ભાવ-અરિઓ ગણાય છે. પણ તે ભાવ-અરિઓને સંપૂર્ણ હણવા માટે પરમોત્કૃષ્ટ શરીર-બળની પણ અનિવાર્ય આવશ્યકતા છે, એ વાતની કોઇ ના પાડી શકે તેમ નથી. જૈન શાસ્ત્ર ખુલ્લું જણાવે છે કે મુક્તિની પ્રાપ્તિ માટે જેમ સમ્યગ્ દર્શનાદિ આભ્યન્તર સામગ્રીની આવશ્યકતા છે, તેમ પરમોત્કૃષ્ટ શરીર-બળની પણ આવશ્યકતા છે. એ વગર મુક્તિ કદી મળે જ નહિ, એ મહાવીરનો ઉદ્‌ઘોષ છે.

વસ્તુસ્થિતિનો વિચાર કરતાં જણાઇ આવે છે કે સારાસાર પરિણામ વસ્તુ ઉપર આધાર નથી રાખતા, પણ વસ્તુના ઉપયોગ (Use) ઉપર આધાર રાખે છે. વસ્તુનો સદુપયોગ સુપરિણામ લાવે છે, જ્યારે તેનો જ દુરુપયોગ દુષ્પરિણામ લાવે છે. શ્રીમદ્ આચારાંગનું ફરમાન છે કે—"जे आसवा ते परिस्सवा जे परिस्सवा ते आसवा" અર્થાત્— "ये पदार्थाः संसारस्य हेतवः ते पदार्था मोक्षस्य हेतवः ये पदार्था मोक्षस्य हेतवः, ते पदार्था संसारस्य हेतवः"—જે પદાર્થો સંસારના હેતુભૂત હોય, તેજ પદાર્થો મોક્ષના હેતુભૂત થાય અને જે પદાર્થો મોક્ષના હેતુભૂત હોય તેજ પદાર્થો સંસારના હેતુભૂત થાય. દાખલા તરીકે જે શરીરથી પાપ બંધાય, તેજ શરીરથી ધર્મ સધાય. કહ્યું છે કે—

× ચોથા સમ્યક્ત્વાધ્યયનનો બીજો ઉદ્દેશક

"येनैव देहेन विवेकहीना संसार-बीजं परिपोषयन्ति ।
तेनैव देहेन विवेकभाजः संसार-बीजं परिशोषयन्ति *" ॥

અર્થાત્—જે શરીરવડે વિવેકહીન માણસો સંસારના બીજને પરિપુષ્ટ કરે છે, તેજ શરીરવડે વિવેકશાળી સજ્જનો સંસારના બીજને સુકાવી નાખે છે

જે સ્ત્રીને 'નરકની ખાણ' કહેવામા આવે છે તેજ સ્ત્રી સગુણી, સુશીલા અને ધર્માત્મની હોઇ જો પોતાના પતિને આડે રસ્તે જતા રોકે અને ધર્મ-માર્ગ પર લાવે તો તેજ સ્ત્રી તેના પતિને માટે મોક્ષ-લાભનુ કારણ ગણાય

એ પ્રમાણે, જે તલવાર હિંસક શસ્ત્ર હોઇ અધર્મનુ કારણ છે, તેજ તલવારથી દેશ અને ધર્મ પર ચઢી આવેલા ઘાતકી દુશ્મનોના વાદળો ફેડી શકાય છે અને એ રીતે દેશરક્ષા પ્રજારક્ષા અને ધર્મરક્ષા માટે યોગ્ય સમય પર યોગ્ય રીતે તલવારનો કરાતો ઉપયોગ એ તેનો સદુપયોગ હોઇ તેજ તલવાર ધર્મ-લાભનુ કારણ બને છે

ઘર ઉપર કે ધર્મ ઉપર ત્રાપ મારતા દુશ્મનને હઠાવવાની શક્તિ પોતામા ન હોય અને ડરીને આઘો ખસી શાંત ઉભો રહે તો એ શાંતિ કે ક્ષમા ન કહેવાય એ તો ચોખ્ખી નબળાઇ, કાયરતા યા બાયલાપણુ છે એવી નબળાઇને ક્ષમાનુ નામ આપવુ એ ક્ષમા-દેવીની નિષ્ઠુર ઝાટકણી કરવી છે ક્ષમા તો વીરનુ ભૂષણ છે શૂર-વીર પોતાની શૂર-વીરતાનો દુરૂપયોગ ન કરતા

* સ્વોપજ્ઞ 'અધ્યાત્મતત્ત્વાલોક' ॥ પ્રથમ પ્રકરણમા ૭૨ મો શ્લોક

શાન્તિ ધારણ કરે તો તેની એ ક્ષમા પૂજનીય ગણાય નામર્દીને ઢાંકવાના પોશાકરૂપ બનેલી 'દયા' દયા ન ગણાય, પણ એ અહિંસાના મહાન્ સિદ્ધાન્તને ભ્રમણ કરી જનારી ભયંકર ગળસી છે એ એવો રોગવાળો છે કે જેમાં આખું રાષ્ટ્ર ખવાઈ જાય

વીર-શાસનને વીરો જ શોભી શકે નરસિંહોના હાથમાં આવતાં તેનું પતન જ થાય વીરશાસનનો ઉપાસક ગૃહસ્થ ઝીણામાં ઝીણા સૂક્ષ્મ જન્તુથી લઈ ઇન્દ્ર પર્યન્ત તમામ જીવ જાતિ પ્રત્યે દયાની હાર્દિક લાગણી ધરાવનાર અને અહિંસાધર્મના સિદ્ધાન્તને વ્યાપક રૂપે પોતાની જીવન-ચર્યામાં ઉતારનાર હોવો જોઈએ બીજાના ભલા માટે પોતાના સ્વાર્થનો ભોગ આપવામાં તેને રસ પડતો હોવો જોઈએ બીજાનું બુરું કરીને લાભ મેળવવાની લાલચ તેના હૃદયમાં ઉત્પન્ન ન થવી જોઈએ અન્યાય અને અનર્થથી મળતી લક્ષ્મી તેને મન વિષરૂપ ગણાવી જોઈએ સત્ય અને સંયમ એ તેના જીવનના આભૂષણ હોવા જોઈએ આવા ગૃહસ્થો પણ, જેમ શાસ્ત્રકુશળ હોય, તેમ જો શસ્ત્રકુશળ હોય તો સોનું ને સુગન્ધ વસ્તુપાલ-તેજપાલ વગેરે આવા મહાત્માઓ હતા તેમનાથી સમાજ ઝગમગતો હતો તેમની ક્ષત્રિયવટે શાસનને દીપાવ્યું હતું તેમની વીર ભુજાઓએ વીર-પૂજાનું માહાત્મ્ય વિસ્તાર્યું હતું એવા ગૃહસ્થોના હાથમાં સમરની તલવાર એ તેમના સાત્ત્વિક આત્મતેજનું જ્વલંત ચિહ્ન છે એ તેમનું ધર્મ-ગૌરવ છે એ તેમના આત્મ-સમ્માનનો (Self-reference ઝળહળતો પુરાવો છે એવા ધર્મ-ખડ્ગધારી ધર્મ-યોદ્ધાઓ વીર-ભૂમિમાંથી જ્યારે નિપજશે, ત્યાં વીર-ધર્મનો ડંકો વાગવાનો

બાળ-વિકાસની અત્યાર-ગ્રો ળમા સર્વ-પ્રથમ ઉત્તમ શિક્ષણ દ્વારા મનોબળ કેળવવાની જરૂર છે એવી કેળવણી બાળકને બચપણથી આપવી જોઈએ, "વાઘ આવ્યો" "બાઘડો આવ્યો," "બાવો આવ્યો" કહીને બાળકને બ્હીકણ ન બનાવવા જોઈએ શરૂઆતથી એવી તાલીમ બાળકને મળ્યા કરવી જોઈએ કે તેનુ માનસ નિર્ભય અને હિમ્મતવાન બનતુ જાય

બળ-શક્તિનો મુખ્ય આધાર સંયમ પર અવલંબિત છે અને તેનો વિશેષ વિકાસ વ્યાયામ પર આધાર રાખે છે વ્યાયામ અને બળ પ્રયોગો દ્વારા મનુષ્ય પોતાના વીર્યમા મહાન જુસ્સો આણે છે વ્યાયામની યોજના પૂર્વ-પૂર્વથી-ઘણા પ્રાચીન કાળથી ચાલી આવે છે રાજકુમારોની જેમ વણિકકુમારોમા પણ તેનો પ્રચાર હતો ધાર્મિક ભક્તોનુ પણ એ નિત્ય-કર્મ હતુ પરમાત્મા મહાવીર કે જેના પિતા રાજા સિદ્ધાર્થ ધાર્મિક પુરુષ હતા તેમના ગૃહ-સ્થાશ્રમને છાજતી કેટલીક બીનાઓ ભદ્રબાહુ સ્વામીએ મૂળ કલ્પસૂત્રમા જ બતાવી છે, જેમા તેમના વ્યાયામ વિષે પણ સુન્દર વર્ણન આપ્યુ છે આ પ્રમાણે :-

" × × × जेणेव अट्टणसाला तेणेव उवागच्छइ, उवागच्छित्ता अट्टणसालं अणुपविसइ, अणुपविसित्ता अणेगवायाम-जोग्ग-वग्गण-वामद्दण मल्लजुद्धकरणेहिं संते परिस्संते सयपाग-सहस्सपागेहिं सुगंधवर-तिल्लमाइएहिं पीणणिज्जेहिं दीवणिज्जेहिं मयणिज्जेहिं विंहणिज्जेहिं दप्पणिज्जेहिं सव्विंदियगाय-पल्हायणिज्जेहिं अब्भंगिए समाणे तिल्लचम्मंसि णिउणेहिं पडिपुण्णपाणिपायसुकुमालकोमलतलेहिं अब्भंगणपरिमद्दणु-व्वलणकरणगुणणिम्माएहिं छेएहिं दक्खेहिं पट्ठेहिं कुसलेहिं

मेहाविहिं जिअपरिस्समेहिं पुरिसेहिं अट्ठिसुहाए मंससुहाए तयासुहाए रोमसुहाए चउविहाए सुहपरिकम्मणाए संवाहणाए संवाहिए समाणे अवगयपरिस्समे अट्टणसालाओ पडिणिक्खमइ।" ( કલ્પસૂત્ર, ત્રીજુ વ્યાખ્યાન, ૬૧ મુ સૂત્ર )

આમ, વ્યાયામ-કૃત્ય ગૃહસ્થાશ્રમીને અનુચિત ન હોય એવુ હોત તો ભદ્રબાહુસ્વામી વર્ણવતજ નહિ કલ્પસૂત્રમા જ્યા જ્યા સિદ્ધાર્થ રાજાની હકીકત આવે છે ત્યા ત્યા સૂત્રકારની કલમ તેમને 'મ્હોટા' વર્ણવવા માટે ખૂબ ઉત્સાહ ધરાવતી દેખાય છે આ દશામા રાજા સિદ્ધાર્થની વ્યાયામ-ક્રિયા અનુચિત નથી એ સ્પષ્ટ છે

રાજાને બળ કેળવવાની જરૂર હોય તો શુ પ્રજાને ન હોય ? પ્રજાએ શુ મુડદાલ પડી રહેવુ જોઈએ ? તેમા વળી, આજનો સમય-ધર્મ શી હાકલ મારી રહ્યો છે એની ખબર છે કે ? આજે આંધળો પણ જોઈ શકે છે કે તોફાની ગુંડાઓએ એવી હાક જમાવી દીધી છે કે માયકાંગલા હિન્દુઓ કે જૈનો તેમની સામે આંખ ઉંચી કરી શકતા નથી તેમનાથી ડરતા ફરે છે, અને તે લોકો તરફથી જરા પણ ખળભળાટ થતા ટપોટપ બારણા બંધ કરી ઘરમા ભરાઈ જાય છે **આવી નામર્દ કોમ ધર્મનુ શુ હીરુ વાળવાની હતી ! શાબાશ છે પેલા આર્ય સમાજીઓને કે,** જેઓ આજે વર્ષોથી પોતાના પ્રાણના ભોગે પણ હિંદુકોમની મહાન્ સેવા બજાવી રહ્યા છે તે બળવાન સમાજ, દેશસેવાની રણભૂમી પર યાહોમ કરીને ન ઉતરી પડયો હોત તો હિન્દુઓનો કચ્ચરઘાણજ વળવાનો હતો

આ બધી પરિસ્થિતિનો વિચાર કરતા, સમાજનુ ઉત્થાન જેમના પર નિર્ભર છે તે યુવક-વર્ગને અને આજના બાળકોને અત્યારથી એવી તાલીમ આપવાની જરૂર છે કે એઓ શક્તિસમ્પન્ન બની વીર સુભટ બને જરૂર, યુવકો પોતાના આહાર-વિહાર નિયમિત બનાવી, પોતાના જીવનને નયમિત બનાવી, નિયમસર વ્યાયામશાળામા હાજરી આપી પોતાના કૌવતને વધારવાનુ ન ચુકે

દરેક કાળે અને દરેક દેશમા જીવનમાર્ગના પ્રવાસીને જેમ માનસિક બળની જરૂર છે, તેમ શારીરિક બળની પણ જરૂર છે કૌવતની જરૂર જેમ વ્યવહાર-યાત્રામા છે, તેમ ધર્મસાધનમા પણ છે બીકણ અને નબળો માણસ જેમ વ્યવહારિક જીવનમા નથી ઉભી શકતો, તેમ ધાર્મિક ક્ષેત્રમા પણ નથી ઉભી શકતો ડગલેને પગલે કૌવતની જરૂર છે "દુબળી ગાયને બગા ઘણા" એ કહેવત પણ કૌવતના મહત્ત્વ પર પ્રકાશ નાખે છે કૌવત વગરના માણસથી પરોપકારનુ કામ તો દૂર રહ્યુ, આત્મોપકારનુ કામ પણ શુ થવાનુ હતુ કૌવત વગરનો માણસ ન તો આત્મરક્ષણ કરી શકે અને ન મરી પણ જાણે મુડદાલ શરીરનુ મન પણ મુડદાલ હોય છે શરીરસમ્બન્ધી નિસ્સત્ત્વતા મનને પણ રૂગ્ણ બનાવી મૂકે છે મનોવિકાશ અને અગવિકાશનો પરસ્પર ઘનિષ્ઠ સમ્બન્ધ છે વિકૃત દેહની વિકારી અસરથી મન પણ વિકૃત બન્યા વિના ન રહે એટલાજ માટે * હરિભદ્રાચાર્ય પોતાના 'ધર્મબિન્દુ' મા (પહેલા અધ્યાયના ૪૪ મા સૂત્રમા) નબળાઈને દૂર કરવા ઇલાજ લેવાનુ સ્પષ્ટ શબ્દામા ફરમાવે છે એજ સૂત્રની વૃત્તિમા શ્રીમદ્

* "बलापाय प्रतिक्रिया" ।

મુનિચન્દ્ર સૂરિ " धर्ममूलं हि जीवितम् " એ મહાવાક્ય ટાંકીને જીવતને જીવનના મૂલાધાર તરીકે સ્થાપન કરે છે જેણે ક્ષમા, વીરતા અને પ્રસન્નતાને કેળવી પોતાના લૌકિક જીવનને સ્વર્ગીય રંગથી નથી રંગ્યુ, તે મૃત્યુ પછી સ્વર્ગના વભવ પ્રાપ્ત કરે એ ન માનવા જેવી વાત છે નિદાન, ઉન્નતિના સોપાન પર ચઢવામા બધાની પરમ આવશ્યકતા છે ઉદ્દાન, આલ્હાદ, પ્રસન્નતા, ગભીરતા સહિષ્ણુતા, વીરતા, ક્ષમા અને પરોપકાર એ બધો ભવ-સમ્પત્તિની મહાન વિભૂતિઓ છે મોક્ષને પણ આવો વિભૂતિશાળીજ પ્રાપ્ત કરી શકે એજ કારણ છે કે હરિભદ્રાચાર્ય અને મુનિચન્દ્રસૂરિ 'ધર્મબિન્દુ' ના ત્રીજા અધ્યાયના ૬૭ મા સૂત્રમા અને તેની ટીકામા શરીરસ્થિતિ તરફ-શરીરરક્ષા સારૂ પ્રયત્નવાન્ બનવાનુ ફરમાવે છે *

વીર-ધર્મનો ડંકો વગાડવા માટે વીર-ભક્ત-સમાજનુ સંગઠન થવાની પરમ આવશ્યકતા છે

સંગઠન

યોદ્ધાઓ પણ છિન્નભિન્ન દશામા પડેલા હોય તો તેમનાથી પણ કઇ ન વળે ગચ્છોના તથા ફિરકાઓના ઝગડા બધાય પાણીમા પધરાવી દેવા જોઇએ હૃદયમા એ કોતરી રાખવુ જોઇએ કે ભિન્ન ભિન્ન રીતે ક્રિયા કરવા છતા પણ વીતરાગ ધર્મની આરાધના કરી શકાય છે આ ઉદાર તત્ત્વ વીર-ભક્તોના હૃદયોમા વસી જાય અને મતનહિષ્ણુતા તથા ઉદાર ભાવનાનો તેમનામા વિકાસ થાય તો તેમનુ સગઠન થતા વાર ન લાગે જે સમાજનો ઇષ્ટ-દેવ મૈત્રીભાવના સિદ્ધાન્તનો અસાધારણ પ્રચારક હોય અને જે ધર્મનો મૂળ રત્ન

* शरीरस्थितौ प्रयत्न "।

મૈત્રીભાવ હોય, તે સમાજમા અદર અદર કુસપ હોય, પરસ્પર વેર-વિરોધ હોય અને ચારે બાજુ ઝઘડા-ટટા ફેલાયલા હોય એ કેટલી બધી શરમાવનારી બીના ગણાય ! આવી છિન્ન-ભિન્ન દશામા આપણને એ પણ ભાન નથી રહ્યુ કે-જૈનોની શી દશા છે ! જૈન-સમાજ કેવી બીમારીમા સપડાયો છે ! અને તેનુ ભવિષ્ય કેવુ છે ! મર્દુમશુમારીના આકડા વાચનારાઓને ખબર હશે કે જૈન-વસ્તીના ઘટાડામા તે આકડા કેટલા બધા ગભરાવનારા છે જ્યા દર દશ વર્ષે ૭૦ યા ૮૦ હજારનો ઘાણ વળતો હોય, તે સમાજનુ આયુષ્ય કેટલુ કલ્પવુ ! કેટલાક ભોળા માણસો એવુ કહી નાખે છે — "હરકત શી છે, ૨૧ હજાર વર્ષ તો જીવવાના છીએ જ " પણ તેમણે જરા વિચાર કરવો ઘટે કે તેમને ૨૧ હજાર વર્ષ કેવી હાલતમા પસાર કરવા છે ! દીન હીન ક્ષીણ હાલતમા બીજાઓના ટુકડા ખાઈને પૂરા કરવા ધાર્યા છે શુ ? અરે ! મહાવીરના પુરૂષાર્થવાદ પર જરા ધ્યાન આપી એવી બાયલાપણાની વાતો કરવી મૂકી દ્યો ! જરા સમજી જુઓ કે હાલની આપણી શોચનીય સ્થિતિના કારણો શોધીને તે માટે ચાંપતા ઉપાયો લેવાની સત્વર જરૂર છે આવા ભયકર ઘટાડા માટે કાળ-રાજાને દોષ દેવા પૂર્વે પોતાના જાતિ-બન્ધુઓની દુર્દશા તરફ નિરીક્ષણ કરવાની જરૂર છે એકલા ગુજરાત-કાઠિયાવાડ ઉપર નહિ, પણ જ્યા જ્યા જૈનોની વસ્તી છે, તે બધા પ્રદેશો ઉપર વિચાર દૃષ્ટિ ફેકવાની જરૂર છે ત્યારેજ માલૂમ પડી શકશે કે જૈનોમા ભૂખમરો અને ગરીબાઈનો ત્રાસ કેટલો વર્તી રહ્યો છે અને પેટને માટે ધર્મપરાઙ્મુખ થવાનુ કેટલા પ્રમાણમા બને છે ખરી વાત તો એ છે કે પેટમા રોટલો પડયો હોય તો "નમો અરિહંતાણં' સૂઝે ! સર્વારમ્ભાસ્તણ્ડુલપ્રસ્થમૂલા !

ઉદેપુર-મેવાડમા જે સ્થળે ઓસવાળોના પાચ હજાર ઘર હતા ત્યા આજે પાચનો ઘર રહી ગયા છે એ સિવાય બીજે ઘણે સ્થળે ઓસવાળો વષ્ણવ થઇ ગયેલા મોજુદ છે અને કેટલાય બીજા સમાજમા ભળતા જાય છે પોરવાડોની પણ એ દશા છે અગ્રવાલોમાથી તો બહુ મ્હોટો ભાગ જૈન ધર્મમાથી ખસી ગયો છે 'મોઢ' જાતિ જૈન હતી, તે પણ ધર્માન્તરમા પરિવર્તિત થઈ ગઇ છે બગાલમા 'સરાક' જાતિ છે, એ બધાય પૂર્વ જૈનો હતા હજુ તેમનામા 'નવકાર' ની કઇક ઝાખી છે એમનુ નામજ બતાવી આપે છે કે તેઓ પૂર્વે સરાવક (શ્રાવક) હતા, અને એ (સરાવક) ઉપરથીજ અત્યારે તેઓ 'સરાક' કહેવાય છે એકલા નાગપુરમાજ જૈન કલાલોના ૪૦૦ લગભગ ઘર છે તે બધાએ પૂર્વે જૈન હતા અને હજુ-આજે પણ તેઓની જાત 'જૈન કલાલ' કહેવાય છે તેઓ પોતાને જૈન કલાલના નામથી ઓળખાવે છે તેઓ ખુદ સમજે છે કે તેઓ એક વખતે જૈન હતા પણ આજે તો એ બધાય ઇતરધર્મી છે એટલું આશ્ચર્ય છે કે તેઓ બીજા કલાલોની જેમ દારૂના સગમા પડયા નથી આમ જુદી જુદી જાતમા જૈનોની મ્હોટી સખ્યા ભળતી ગઇ છે અને ભળતી જાય છે આર્યસમાજનુ શાસન-ચક્ર જબ દસ્ત ચાલે છે તેઓમા ધાર્મિક જુસ્સો પારાવાર છે હિન્દુ-સેવા માટે તેમણે કમર કસી છે અને આજે મજહબી કટોકટીના દારૂણ સમયમા હિન્દુ નર-નારીઓની રક્ષા અને સેવા તેઓ અદ્ભુત જોશથી કરી રહ્યા છે હિન્દુધર્મના ફિરકાઓમા હિન્દુ-સેવાનો જાજ્વલ્યમાન નમૂનો અત્યારે એક આર્યસમાજ છે તેઓનુ સગઠન, તેઓનો ઉત્સાહ, તેઓનુ ઝનૂન અને તેઓનો આગ્રહ અસાધારણ છે તેઓની સમાજ-

સચાલન-કલા ખ્રીસ્તીઓએ શિખવા જેવી વસ્તુ છે તેઓના શુરૂ કુવો, અનાથાલયો, બ્રહ્મચર્યાશ્રમો, કન્યાવિદ્યાલયો, હાઇસ્કૂલો અને કોલેજો જોવા જેવી અને અચરજ ઉપજાવનારી સસ્થાઓ છે અત્યારે તેઓ ભીષણ જુસ્સાથી કામ કરી રહ્યા છે તેમના ગ્રામ-મા કેટલાય જૈનો ભળ્યા છે અને ભળતા જાય છે તેમની સગવડભરેલી સસ્થામા દુખિયા જૈન નર-નારીઓને સ્વત પ્રવેશ કરવાનુ મન થઇ આવે છ અને તે વીરોના હૃદયહારી પ્રયત્નો પણ ખ્રીસ્તીઓને તેમની સસ્થામા ખેચીને લાવે છ

હિન્દુસ્તાનમા ત્રણ મિશનો જોરશોરથી કામ કરી રહી છે-ઇસાઇ, મુસલમાન અને આર્યસમાજ આ ત્રણેએ હિન્દમા ખ્રીસ્ત ઓને પોતાની સસ્થામા લેવા સારૂ જબરજસ્ત યન્ત્રો ખોલ્યા છે અતએવ એ ત્રણેમા ભારે ચડસાચડસી અને હરીફાઇ ચાલી રહી છ ઇસાઇઓને તો કોઇ વાતનો ટોટો નથી સમ્રાટ્ જ ધર્મનો અનુયાયી હોય તે ધર્મવાળાઓને કઇ વાતની ખામી પડે, એટલે તેમનો પ્રયત્ન સર્વાધિક વ્યાપક હોય એમા નવાઇ નથી તેમની મિશનો હિંદમા સન્ ૧૯૨૬ મા ૧૫૮૩ નિયુક્ત કરવામા આવી છે જેના ખર્ચને પહોચી વળવા માટે ७० કરોડ રૂપીયાનુ ફડ નોધાઇ ચુક્યુ છે તેમના અડ્ડા જ્યા જુઓ ત્યા તૈયાર છે

મુસલમાનોમા શારીરિક જુસ્સો વધારે નામ કરે છે ગુસ્સો અને જુસ્સો ચઢી આવતા તેમને વાર ન લાગે એકતા તેમનામા અદ્ભુત છે અને ચાલાકી તથા આવડતથી તેઓ પોતાની સસ્થાને વધારવાનો જોશભેર પ્રયત્ન કરી રહ્યા છ

સિક્ખ કોમ કેટલી જબ્બર છે એ તેમના 'સત્યાગ્રહ' થી જાહેર થઇ ચુક્યુ છે હિન્દુઓનુ કલેવર બહુ મ્હોટુ છ અને

એમા મ્હોટા ન્હાના નમર્ર વિદ્વાનો, દેશનેતાઓ, વીરા અને ઉંચા ઉંચા અધિકારી-ઓફીસ઼ર છે તેઓ આખા હિંદમા સર્વત્ર પથરાયલા છે આર્યસમાજ પણ તેનુ એક અંગજ જણાય પારસી કોમ ભલે ન્હાની હોય, પણ તે બહુ લાગનગવાળી કોમ કે ઉંચી ઉંચી લાઇન પર તેઓ પહોંચેલા છે એજ્યુકેશનનો વિસ્તાર તેમનામા બહુ છે તેઓ ઉંચા પોઝિશનના સ્ટેજ ઉપર છે પરોપકારી સખાવત કરવામા તેઓ ઉંચો નંબર ધરાવે છે

આ બધુ જોતા જૈનો કયા ઉભા છે એ વિચાર હૃદયમા ગહુ ગ્લાનિ ઉપજાવે છે

જૈનોની દયા લીલોતરી-સુકવણીમા આવીને સમાણી છે, એવા આક્ષેપો એહની સાથે સાભળવા પડે છે પણ એટલુ તો કહેવુ પડશે કે-જાતિ-બધુઓને સહાયતા કરવાની ઉદાર ભાવના જૈનોમા એ છી દેખાય છે જ્યા આવી સ્થિતિ હોય, તે સમાજ કદી આગળ ન વધી શકે સમાજની પડતીમા ધર્મની પડતી શાયજ સમાજની ખીલવણીમાજ ધર્મની ખીલવણી છ ધમ-મિત્રોનો ચળકાટ સમાજના ચળકાટ ઉપર અવલંબિત છ વાસ્તવમા, શ્રાવક-શ્રાવિકા-વર્ગ એ બેઉ વર્ગમિત્રોનુ મૂળ છ કેમકે અન્ય વર્ગમાથી અ ય મિત્રોનો પ્રાદુર્ભાવ થાય છે અટલ તે વર્ગ જો પુષ્ટ હોય તો તેમાથી બેઉ ધર્મમિત્રો પણ સુન્દર રૂપે નિપજે, અને તે વર્ગની સ્થિતિ નબળી હોય અને તેઓજ જો ક્ષય-રોગથી રીબાવા લાગે તો પછી મંદિરો વગેરેની સભાળ કોણ લેશે ? " કુવામા હોય તો અવાડામા આવે ને !"

માડવગઢના લક્ષાવધિ જૈનો આગન્તુક ગરીબ ભાઇને ઘર દીઠ એક એક રૂપીયો, એક એક ઇંટ, એક એક વળી અને એક એક

નળીયું આપીને તત્કાળ લક્ષાધિપતિ બનાવી દેતા, ત્યારે આજના સમર્થ જેના પણ પોતાના કોમી બધુઓ પ્રત્યે લાપરવાહી ધરાવે એ સમાજની કેટલી કમબખ્તી ગણાય !

આચાર્ય હેમચન્દ્રના શરીર પર જીર્ણ–શીર્ણ કપડું જોઈને રાજા કુમારપાળે ખિન્ન થઈને કહ્યું કે—" પૂજ્યવર ! આપ રાજ ગુરૂના શરીર પર આવું કપડું જોઈને મને શરમ આવે છે અને દુઃખ થાય છે " ત્યારે ગુરૂજી બોલ્યા કે—' રાજન્ ! જીર્ણ–શીર્ણ વસ્ત્ર એ તો ભિક્ષુનું ભૂષણ છે, પણ ખરી વાત તો એ છે કે ગૃહસ્થોના ઘરમાં હોય તેજ મુનિઓને મળે, એ તમે શું નથી જાણતા કે ? તમારા ધર્મ બંધુઓ જો સુખી હોય તો તેઓ મુનિઓને સારી ચીજ વહોરાવી શકે, માટે સર્વ–પ્રથમ ધર્મ–બંધુઓનો ઉદ્ધાર કરવાની જરૂર છે "

વસ્તીના ઘટાડાની બાબતમાં બીજી વાત એ વિચારણીય છે કે—વાડાઓ કેટલા બધા પ્રમાણમાં એવીને એવી હાલતે સંસારમાંથી કુચ કરી જાય છે સમાજમાં વિધવાઓ પણ પુષ્કળ પ્રમાણમાં વધતી જાય છે બાળ–વિધવાઓના કરૂણ આર્તનાદો પણ દુઃખમય કોલાહલ મચાવી રહ્યા છે કેવલ દૈવ વશાત્ નહિ, પણ સામાજિક–રૂઢિગત દોષોના કારણે વિધવાઓની સંખ્યા જ વિશેષ પ્રમાણમાં વધતી જાય છે, તે પણ વસ્તીના ઘટાડાના એક મહાન કારણ તરીકે શોચનીય બીના છે ૨૩૮૮૦૮ પરણેલી સ્ત્રીઓમાં ૧૪૩૯૯૫ વિધવાઓ એટલે શું આ બધી બાબતો ઉપર મધ્યસ્થવૃત્તિએ અને શાંત મગજે વિચાર કરવાની અગત્ય છે

[ અપૂર્ણ

ઉપર કહ્યું તેમ, સમાજની બીમારી વધતી જાય છે છતાં આશ્ચર્યનો વિષય છે કે—આપણને આપણી બીમારીનો અનુભવ થતો નથી કયાં કયાં, કેવા ભાગ અને ભગંદરો પડ્યા છે, એની આપણને હજુ પૂરી ખબર નથી આ તે કેવી મોહ-નિદ્રા ! બીમારીની ચિકિત્સા કરવામાં જેટલો વિલંબ કરવામાં આવે છે, તેટલોજ નાશ વધારે ફેલાય છે જૈન-સંખ્યાનો ભયંકર હ્રાસ એ આપણી બીમારીનું મર્મવેધક પ્રમાણ છે જૈનોની સંખ્યા દશકાઓથી ઘટતાં ઘટતાં આજે પૂરી બાર લાખ જેટલી પણ નથી રહી તેમાં પણ અનેક ફિરકાઓ અને અનેક શાખાઓ તેમાં પણ વર્ગ-વિરોધ અને ઝઘડા-રગડાનો પાર નહિ આવી હાલતમાં વીર-શાસનની ઉન્નતિ ગમે તેટલા ઉત્સવો-મહોત્સવોથી પણ શી રીતે થઈ શકે ? નિસ્સન્દેહ, જૈન-સંગઠનની સહુથી પહેલી તક જરૂર છે ધર્મ-નેતાઓ અને સમાજ-નેતાઓએ તમામ વેર-ઝેરને વિસરી જઈ, હૃદયની કડવાશને ધોઈ નાખી, એકસપી કરીને સંગઠનના સૂત્રમાં બદ્ધ થઈ જવું જોઈએ અને સમાજની અંદર ઘર કરી રહેલા સડાઓને દૂર કરવા પ્રયત્નશીલ થવું જોઈએ



## ધર્મસંસ્થાઓ

**જૈન બેંક**

સાધર્મિક બંધુઓની સ્થિતિ સુધારવા માટે એક "જૈન-બેંક" ની આવશ્યકતા છે ભિન્ન ભિન્ન પ્રાન્તોમા તેની શાખાઓ પણ સ્થપાય એ દ્વારા ગરીબોને રસ્તે ચઢાવવાનુ સાધન પૂરૂ પાડી શકાય ધન-રાશિની વ્યવસ્થા માટે, તેનો સદુપયોગ થવા માટે અને જૈન બંધુઓની સ્થિતિ સુધારવા માટે 'જૈન-બેંક' ની બહુ જરૂર છે

**હુન્નરશાળા**

પુરતી કેળવણીના અભાવે ઘણા યુવકોને આમ તેમ રખડવુ પડે છે અને જીવન-નિર્વાહની સગવડ બરાબર નહિ સાપડતા તેમને બહુ વિડંબના ભોગવવી પડે છે તેઓની પાસે જો કંઇ હુન્નર-વિદ્યા હોય તો તેમને જીવનનિર્વાહની મુશ્કેલી ન રહે કેળવણીની ઉંચી લાઇન ઉપર નહિ ચઢેલાઓ, અગર નહિ ચઢી શકનારાઓને સુખેથી રોટલા ભેગા કરવા માટે હુન્નરશાળાની

સખ્ત જરૂર છે આથી ઘણા નિરાધારા અને અશક્તો ગરતે ચઢી
જશે અને વેપારી-દૃષ્ટિએ પણ તેમા ઘણો ફાયદો સમાયેલો છે
આજે હુન્નર-કળાવાળા જે કમાણી કાઢે છે તે 'મ્હેતાજી' બનેલા
વાણિયાના છોકરા નથી કાઢી શકતા હુન્નર-કળા સાથે પુસ્તકીય
કેળવણી અને ધાર્મિક શિક્ષણ પણ અવશ્ય અપાય

**શ્રાવિકાશ્રમ** વિધવાઓની કરૂણાજનક સ્થિતિ ઉપર નજર કરતા શ્રાવિકા શ્રમોની કેટલી બધી જરૂર છે, એ દરેક વિચારક સમજી શકે છે આ સસ્થાની રચના તેમની ચારિત્ર-શુદ્ધિના મુખ્ય ઉદ્દેશ ઉપર હોય સર્વાન તદનુકૂલ વિશુદ્ધ વાતાવરણ હોય તેમનો ટાઇમ ઉદ્યોગ-હુન્નરમા પસાર થાય ચારિત્રશુદ્ધિવર્ધક તથા આત્મકલ્યાણસાધક શિક્ષણ યા ઉપદેશ પણ તેમને નિયમિત રૂપે અપાય દુખિયા અને નતમ વિધવાઓને આવુ શાન્તિમય જીવન મેળવી આપવુ એ બહુ જરૂરી અને મહાન પુણ્યકર્મ છે

**બ્રહ્મચર્યાશ્રમ** હવે બ્રહ્મચર્યાશ્રમની વાત કરીએ પાકે ઘડે કાઠા ન ચડે, માટે આજના બાળકોને કેળવવાની બહુ જરૂર છે સારી રીતે કેળવાયલા એ બાળકો જ ભવિષ્યમા સમાજના થાભના બની સકટને વખત આવી પડતા ધર્મની રક્ષા કે કોમના ભલા ખાતર પોતાના આત્મબલિદાનો આપવા પણ તત્પર થશે

બ્રહ્મચર્યાશ્રમ વસ્તીથી દૂર હોવા જોઇએ વસ્તીનુ મલિન વાતાવરણ ત્યા ન પહોંચવુ જોઇએ વસ્તીથી દૂર, સુદર વન પ્રદેશમા, સારા જળાશયની સમીપમા આશ્રમો સ્થપાવા જોઇએ

રૈયા આદર્શ ત્યાગીઓ તેના પ્રબંધક અને અધ્યાપક હોવા જોઈએ તે સંસ્થામાં સાત-આઠ વર્ષની ઉમ્મરથી દાખલ થયેલા બાળકો ઓછામાં ઓછા ૧૭ વર્ષ સુધી વિદ્યાધ્યયન કરે વ્યાયામનો ઉંચામાં ઉંચો પ્રબંધ ત્યાં હોય અને શસ્ત્ર-કળાનું પણ સુંદર શિક્ષણ ત્યાં અપાય

તેટલા વર્ષો સુધી અખંડ બ્રહ્મચર્યની સાધના સાથે વિદ્યોપાર્જન કરીને પછી બહાર નિકળેલા એ બ્રહ્મચારી વિદ્વાનોનું બ્રહ્મતેજ દુનિયા ઉપર કેટલું અજવાળું નાખશે! તેમના શરીર કેવા અલમસ્ત હશે! તેમનું દેહ-સૌન્દર્ય કેવું તગમગતું હશે! અને તેમની હાકલ દેશને કેવી ગજાવી મૂકશે!

બ્રહ્મચર્યાશ્રમમાંથી નિકળેલા એ વીર-યોદ્ધા-વિદ્વાન્-યુવકો જે સન્યાસનો માર્ગ ગ્રહણ કરશે તો હેમચન્દ્રાચાર્યની આવૃત્તિઓ નિકળશે, અને જગતના યુગ-પ્રધાનના કાર્યો બજાવશે અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનાર ધુરન્ધર દેશ-ભક્તો, ધર્મ-વીરો અને મહાન્ આદર્શ ગૃહસ્થો નિવડશે

શ્રીમાનો! વીરને નામે, મહાવીરને નામે, પરમેશ્વરને નામે, દયા-ધર્મને નામે આવા ખાતા ખોલવામાં તમારી લક્ષ્મીનો ઉપયોગ કરો અત્યારે આવા ખાતા ખોલવાની ખાસ જરૂર છે નક્કી સમજી રાખો કે આવા ખાતા ખોલવા સિવાય જૈન-સમાજની કફોડી સ્થિતિ હવે સુધરવાની નથી દયાળુઓ! તમારા ગરીબ-દુ:ખીયા ભાઇ-બ્હેનોની બ્હારે આવો તેમની દર્દ-ભરી પીડા અને પોકારોને જરા કાન દઇ સાંભળો તેમની સગવડને પૂરી પાડી તેમને ધર્મમાં સ્થિર કરો મુસ્કેલીઓ અને આપત્તિઓના ઉપરા ઉપરી પડતા પ્રહારો ખમી ખમીને,

આખરે હેરાન થઇ કંટાળી જઇ, નિષ્ઠુર-હૃદય બની તેઓ ધર્માન્તરમાં ચાલ્યા જાય છે, એ વાતને વિચારો. સમાજની દુર્દશા અને દુખિયા નારીઓની વિહ્વળ દશા તરફ નજર નાખશો તો જરૂર તમારૂં કરૂણ હૃદય એક વાર થરથરી જશે, અને તમારી આંખોમાંથી દયાના બે બુંદ સરી પડશે. ઓ! દયાના સાગરો! તેમની ઉપર તમારી દયાના જળ સીંચો. તેમની દુઃખાગ્નિને શમાવો. તેમના ગૃહ-જીવનને ઉચિત ટેકો આપીને તેમને ધીરજ બંધાવો. તેમને તમારાથી વિખૂટા પડવા ન દો. હિન્દુ મહિલાઓની જેમ જૈન મહિલાઓના (વિધવાઓના) પણ ગુંડાઓથી ભગાડ્યાના અને જ્યાં ત્યાં રખડી-ભટકીને આખરે આર્ય-સમાજની સંસ્થામાં વિશ્રામ લીધાના દાખલા તમારે સાંભળવા બહાર નહિ જ હોય. આવી ઘટનાઓ કંઇ બધીએ દુનિયાની જાહેરમાં ન આવે, પણ અંદરખાને આવા ત્રાસજનક ગોટાળા કેટલા ચાલતા હશે, તેનો જરા વનણે હાથ મૂકી વિચાર કરો. આવી ભીષણ દશા જોઇ તમારૂં પરોપકારી હૃદયને એકવાર રડવું આવવું જોઇએ. તમારી પાસે દામ-દામ-ઠામ બધુંય છે. ફક્ત તમે એટલું સમજી જાઓ કે તમારી લાપરવાહીના કારણેજ આ બધી દુર્દશા ફેલાઇ રહી છે. તમને તમારી ભૂલ નજર આવતાં જરૂર તમારૂં દયાળુ હૃદય તમને તમારા દુખિયા સમાજની સંભાળ લેવા ઉઠાડશે અને તમને પોકાર કરીને કહેશે કે—ઉઠો! જલ્દી ઉઠો! અને ઉદ્યોગશાળા, અનાથાલય, બ્રહ્મચર્યાશ્રમ, કન્યાવિદ્યાલય, હોસ્પીટલ, પ્રસૂતિગૃહ જેવા શ્રેષ્ઠ **ધર્મ-મંદિરો** યા ધર્મ-સંસ્થાઓ મ્હોટા પાયા પર ખોલો. ખરૂં સાધર્મિક-વાત્સલ્ય આ છે. સાધર્મિક-વાત્સલ્યની આરામાં સારી યોજના આ છે. આ દિશાએ

સાધર્મિ-વાત્સલ્યની સંસ્થાઓ ઉભી કરવાની પહેલી તકે જરૂર કે આવી સંસ્થાઓ સ્થપાતા અજ્ઞાન અને ગરીબાઇરૂપી ડાકણોને પહેલે ધડાકે સમાજમાંથી દેશવટો મળશે અને એ રીતે સમાજની માનસિક-ભૂમિકા સ્વસ્થ થતા તેમાંથી ધર્મબુદ્ધિના સુંદર અંકુર ફુટી નિકળશે જૈનશાસનનો ઉદ્યોત આ રીતે જ થશે અખંડ પુણ્ય-સંચય કરવાનો માર્ગ આ છે

## નારી-સન્માન

વીર-ધર્મનો ડંકો વગાડવા માટે સ્ત્રી-સમાજનો ઉદ્ધાર થવાની પરમ આવશ્યક્તા છે મહાવીરના શાસનમાં જે સ્થાન પુરૂષોને છે, તે સ્થાન સ્ત્રીઓને છે જ્યારે બીજી તરફ સ્ત્રીઓને 'નરકની ખાણ,' 'નાક્ષમી' જેવા વિશેષણોથી નવાજવામાં આવે છે વસ્તુત નથી સ્ત્રી 'નરકની ખાણ,' તેમજ નથી પુરૂષ 'નરકની ખાણ' કિન્તુ એક-બીજાની તરફ જે કામાન્ધવૃત્તિ, તેજ દુર્ગતિનો રસ્તો છે છતા સ્ત્રીવર્ગ માટે આવા હલકા શબ્દોનો વપરાશ ઘણા લાંબા વખતથી ચાલ્યો આવે છે લાગે આ ગ્રન્થો પુરૂષો લખતા આવ્યા છે, દુન્યવી વ્યવહારનુ શાસન પુરૂષવર્ગના હાથે ચાલતું આવ્યુ છે, એથી સ્ત્રી-જાતિના યોગ્ય હક્કો પ્રત્યે પુરૂષ-વર્ગના આંખ-મીંચામણા થયા હોય અને ખુદ પોતાની કમજોરીનો વાર ન કાઢતા "कमजोर गुस्सा बहुत"ની કહેવત પ્રમાણે સ્ત્રીજાતિને ભાંડવા પુરૂષ-વર્ગ ઉશ્કેરાઇ ગયો હોય એમ આભાસ નથી થતો વારૂ !

સ્ત્રી-વર્ગ માટે—

आपदामास्पदं नारी नारी नरक-वर्त्तनी ।
विनाश-कारणं नारी नारी प्रत्यक्ष-राक्षसी ॥

આવા પ્રકારના ઉદ્‌ગારો જેમ પુરૂષોએ રજુ ર્યા, તેમ સ્ત્રીઓ પણ પુરૂષવર્ગ માટે તેવા પ્રકારના ઉદ્‌ગારો રજુ ન ી શકત કે? અર્થાત્ સ્ત્રીઓએ તથાવિધ ગ્રન્થપ્રણયનમાં ભાગ લીધો હોત તો તેઓ પણ—

पुरुषो विपदां खानिः पुमान् नरक-पद्धतिः ।
पुरुष पाप्मना मूल पुमान् प्रत्य र-राक्षस ॥

આવા ઉદ્‌ગારો પુરૂષ-વર્ગ માટે ન કાઢત ક?

આચાર્ય હેમચન્દ્ર યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશના ૬૨૦ ના શ્લોકની વૃત્તિમાં સાફ જણાવે છે કે—સ્ત્રીઓને માટે જે અવર્ણ અને નીચ શબ્દોના પ્રયોગો કરવામાં આવે તો પુરૂષોને માટે પણ તેવા શબ્દોના પ્રયોગો કા ા કરાય? પુરૂષો પણ ક્રૂર, કૃતઘ્ન, નાસ્તિક, ઘાતકી અને ધૂર્ત હોય છ, કિંતુ એવા પુરૂષોને લીધે જેમ આખી પુરૂષ-જાતિ નથી ભ ાતી, તેમ આખી સ્ત્રી-જા તે ન ભડાવી જોઈએ મહગુણી પુરૂષોની જેમ મહગુણી સ્ત્રીઓ પણ નખ્યાબધ છે સુશીલા સ્ત્રીઓનો શીલ-ગુણ મહાનમ મા ી વણ યો છ એક વિદ્વાન કહે છે કે—

The Chastity of man is Praiseworthy, while that of woman is salutcworthy

અર્થાત્—પુરૂષનો શીલ-ગુણ પ્રશંસનીય છ, જ્યારે સ્ત્રીઓનો તે નમસ્કરણીય છ

સ્ત્રીઓને નિંદવામાં, સ્ત્રીઓ તરફ પુરૂષોને ઘૃણા છૂટે અને તેમની તરફ તેમને વૈરાગ્ય-ભાવ ઉપજે એ હેતુ જો પુરૂષોના હૃદયોમાં વસ્યો હોય તો એવા જ પ્રશસ્ત હેતુએ, એટલે કે પુરૂષો

ઘરૂ સ્ત્રીઓને ઘણા છુટે અને વૈરાગ્યભાવ ઉપજે એ માટે સ્ત્રીઓ પણ, તેમને જો તેવો અનુકૂલ પ્રસગ પ્રાપ્ત થયો હોત, તો પુરૂષોને નિન્દવાનુ કામ ન બજાવત કે ? અસ્તુ !

મહાવીરે પુરૂષ અને સ્ત્રીને સરખી કોટીએ મૂકયા છે મોક્ષદ્વાર તે બંનેને માટે એક્ષી રીતે ખુલ્લુ બતાવ્યુ છે ' ચન્દનબાળા '-ને દીક્ષા આપીને મહાવીરે નારીજાતિના મસ્તકને ઉન્નત બનાવ્યુ છે તત્કાલીન હિન્દુઓએ સ્ત્રી-જાતિને હલકી કોટીએ મૂકીને તેમને માટે સકુચિત ક્ષેત્રનુ નિર્માણ કર્યું હતું, તે રોકવા માટે અને પુરૂષની સરખામણીના સ્ત્રીજાતિના ગૌરવની રક્ષા માટે પુરૂષ-સઘની જેમ સ્ત્રી-સઘની પણ સ્થાપના મહાવીરે કરી હતી અને 'ચન્દનબાલા' જેવી રાજકુમારીઓને દીક્ષા આપી સ્ત્રી-સઘની અગ્રગામિનિઓ બનાવી હતી એટલુજ નહિ, પણ તે પ્રભુએ ' સુલસા ' જેવી સસારવર્તિની સુશીલા મહિલાઓના સદ્દગુણોને વિશેષરૂપે પ્રશસીને તેમના આત્મ-ગૌરવ વધાર્યા હતા

જે સ્ત્રી-પુરૂષ પરસ્પર અસાધારણ પ્રેમી-યુગલ છે, ત્યા હક્કની ચર્ચાને સ્થાનજ નથી રહેતુ સ્ત્રીને મન તેનો પતિ પોતાનો પ્રાણેશ્વર હોય અને પતિને મન તેની સ્ત્રી પોતાની અર્ધાંગના હોય, ત્યા હક્કની પડાપડી હોય ખરી ? ત્યા તો બન્ને એક-બીજા માટે પોતાનુ સર્વસ્વ સમર્પવા તૈયાર હોય પણ આવા પ્રેમિ-યુગલો કયારે નિપજે એ વિચારવાનુ છે આવા પ્રેમિ-યુગલો નિપજાવવા માટે લગ્ન-પદ્ધતિની રીતિને સુધારવાની જરૂર છે બાલ-વિવાહ, અનમેળ વિવાહ અને વૃદ્ધવિવાહ ઉપર સખ્તમા સખ્ત અંકુશ મૂકાવા જોઇએ ૧૯ વર્ષની ઉમ્મર પહેલા પુરૂષનો અને ૧૬ વર્ષની ઉમર પહેલા કન્યાનો વિવાહ ન થવો જોઇએ વર-કન્યા વચ્ચે

પાચ વર્ષનુ આતરૂ રાખવુ જરૂરી, ઉચિત અને ફાયદાકારક છે
આમ, યોગ્ય ઉમ્મરે, મળતા સ્વભાવવાળા, તદુરસ્ત અને સુશિક્ષિત યુગલોને લગ્ન-ગ્રન્થીમા જોડવામા આવે, તો તેઓ આદર્શ દમ્પતિ બની પોતાના ગૃહસ્થ-સમાજને સુખ-સમ્પન્ન બનાવી શકે

બાલકોની જેમ બાલિકાઓને પણ ઉત્તમ કેળવણી, સદાચાર-શિક્ષણ અને ધાર્મિક જ્ઞાન આપવાની જરૂર છે વ્યવહારિક કેળવણીમા માતૃત્વ-શિક્ષણ પણ કન્યાઓને વધાર જરૂરનુ છે એ નિશ્ચય છે કે—વિદ્યાવતી અને સુસસ્કારશાલિનીજ કન્યાઓના માતૃ-પદથી નૂતન અને ભવ્ય રાષ્ટ્રનુ નિર્માણ થશે જ્યા સુધી માતાઓ સુશિક્ષિત અને સદાચા સપન્ન નહિ નિપજે, ત્યા સુધી ધર્મ, સમાજ કે રાષ્ટ્રનુ ઉત્થાન થવુ અશક્ય છે યાદ રાખવુ જોઇએ કે એક સુશિક્ષિત અને સદાચારવિભૂષિત માતા પોતાની સન્તતિને સુસસ્કારિત બનાવવામા સો શિક્ષકોની ગરજ સારે છે કન્યાઓ ઉત્તમ શિક્ષણ અને સુદર સદાચાર સપાદન કરીને પછી જ્યાર યોગ્ય પુરૂષ સાથે લગ્નગ્રન્થીમા જોડાશે, ત્યારે તે કેવી દેવીઓ નિકળશે અને એઓથી જગતનુ પણ કેટલુ ભલુ થશે!

લગ્ન એ જિન્દગીભરનો સબન્ધ છે એક માટીનો ઘડો લેવો હોય તો પારખીને લઇએ, જ્યારે લગ્ન જેવા કાર્યો બરાબર પરખ વગર કરાય અને જેને જે માન સાથે સબધ છે તેને પોતાના માલની જરાય ખબર ન હોય એ કેવી વાત ગણાય ! પૂર્વકાળની સ્વયવરપ્રથા કયા પોઈન્ટ ઉપર જાય છે એનો જરા વિચાર કરવો જોઇએ

લગ્ન-શાદીની યોગ્યતાનુ માપ ધનથી ન કરતા ગુણોથી કરવુ જોઇએ ગરીબ હોય, પણ સદાચારી, તદુરસ્ત અને નિર્વાહ જોગ પેદા કરનાર હોય તો તે વિવાહને પાત્ર છે, લાયક છે, કિન્તુ ગમે તેટલો ધનવાન્ હોવા છતા પણ જો દુરાચારી હોય યા રોગી હોય તો તે વિવાહને લાયક નથી વળી જન્મકુડલીની અપેક્ષા ગુણ-કુડલીને વધારે મહત્ત્વ અપાવુ જોઇએ ચોખ્ખી રીતે જે નાલાયક દેખાતો હોય, તેને કેવળ જન્મ-કુડળીના મેળ ઉપર જઇ વિવાહને યોગ્ય સમજવો એ કેવળ મૂર્ખતા છે

અયોગ્ય વિવાહ અધર્મ્ય છે અને સમાજઘાતક છે, એ પ્રત્યક્ષ જોવાઇ રહ્યુ છે સમાજરૂપી બિલ્ડિંગનો પાયો યોગ્ય વિવાહ-પદ્ધતિ ( Marriage-system ) છે ઉત્તમ સતતિ રૂપી સુન્દર ફળો ત્યાથીજ પ્રકટ થાય છે યોદ્ધાઓ અને બોદ્ધાઓ, ત્યાગીઓ અને વૈરાગીઓ, ધીરો અને વીરો, શ્રીમાનો અને ધીમાનો ત્યાથી જ નિપજે છે

પકવ ઉમ્મર થવા છતા પણ કેટલાકો ફરી વિવાહ કરતા અચકાતા નથી, અને ઉટને ગળે બકરી યા બિલાડી લટકાવવ જેવુ રાક્ષસીય કૃત્ય કરવા ઉતારૂ થઇ જાય છે આવા અધમ અને પાપિષ્ઠ વિવાહમા શામિલ થઇ તેનુ પાણી પણ પીવુ એ ખૂન પીવા બરાબર છે ધનની કોથળીઓના લોભે ડોકરાને ગળે પોતાની બાલિકા મઢનાર મા-બાપ તો ઘોર પાપી છે જ, અને એ ડોકરાના રાક્ષસપણાનું પણ શુ પૂછવુ, કિન્તુ તેવા ઘાતકી વિવાહમા શામિલ થનાર મહાજન-વર્ગ પણ ઘોર પાપી છે, એટલુજ નહિ, પણ કન્યાના માબાપ અને એ ડોકરાના કરતાય એ મહાજન-વર્ગ વધારે ઘોર પાપી છ તેઓ જો તેવા પાપમા

શામિલ ન થાય અને તેવા પાપી વિવાહને નિષ્ઠુરતાથી ફટકારી નાખે, તો તેવા પ્રલયકારી પ્રસંગો આપોઆપ ઓછા થઇ જાય

સ્ત્રી-જાતિ અને પુરૂષ-જાતિનો સમ્બન્ધ પરમ ઘનિષ્ઠ છે સંસાર-રથના તે બે ચક્રો છે બંને ચક્રોની સરખાઇમાં જ રથ બરાબર ચાલે તે બંને એકબીજાના વફાદાર હોવા જોઇએ એક બીજાની તરફ વિશ્વાસની લાગણી અને ઉદાર ભાવના હોવી જોઇએ આ લાગણી અને ભાવનાના અભાવે જ એકબીજાના અન્તર એકબીજાથી બહુ છેટા પડી ગયા છે અને પરસ્પર શંકાશીલ તથા વ્હેમવાળા બની ગયા છે અને એ તો સ્વાભાવિક છે કે ક્ષુદ્રદષ્ટિ થતા દોષ-દર્શન જ થયા કરે અત્યારે ઘણા ભાગે આવી સ્થિતિ વર્તી રહી છે વળી પુરૂષ ગમે તેટલો દોષ-બહુલ હોય, પણ તેનું બહાર નથી આવતું, જ્યારે સ્ત્રીનું જરામાત્ર બહાર આવતા તેના ઉપર શિલાપાત જેવો ભીષણ પ્રસંગ આવી પડે છે ખરી રીતે વિચાર કરતા બગાડનું આદિ કારણ પ્રાય પુરૂષજ હોય છે સ્ત્રીની કામ-વાસનાની માત્રા પુરૂષ-વર્ગ કરતા ભલે અધિક માનવામા આવે, અને એ પણ વાત ખરી છે બે હાથ વગર તાલી નજ પડે, છતા દુરાચરણની પહેલ અધિકાંશ પુરૂષ તરફથીજ થાય છે, સક્રિય પ્રેરણા પ્રથમ પુરૂષજ કરે છે તેનુ કારણ સ્પષ્ટજ છે કે—પુરૂષ પ્રાય નિસર્ગ-ચચલ છે જ્યારે સ્ત્રી લજ્જાશીલ અને ધીરજ-વૃત્તિવાળી છે આમ છતા દોષનો બધો પોટલો સ્ત્રીને માથે મઢવામા આવે છે, અને પુરૂષ કોરો ધાકોર છુટી જાય છે આ "दैव दुर्बल-घातकम्" નહિ તો બીજુ શું?

સ્ત્રી-વર્ગ જો સારી રીતે કેળવાય, તેનામા સારા સંસ્કારો પડે, તેનામા જ્ઞાન તથા બુદ્ધિનો વિકાસ થાય અને તે પોતાના

વિચાર-બળવી પોતાનુ કર્ત્તવ્ય સમજતો થઇ જાય તો તે ગૃહ-રાજ્ય યા કુટુંબ-રાજ્યને કેવુ સુન્દર ચલાવી શકે! એટલુ જ નહિ, પણ જે સામાજિક, ધાર્મિક અને રાષ્ટ્રીય કાર્યો એકલા પુરૂષ-વર્ગથી સાધ્ય નહિ થઈ શકવાને લીધે રખડી પડે છે, તે પણ સફલતાપૂર્વક સધાઇ જાય

બાલ-લગ્ન, વૃદ્ધ-લગ્ન, કન્યા-વિક્રય, દાડો કરવાની રીત તથા રડવા-કુટવાની રીત વગેરે કુરૂઢિઓને દૂર કરવામા નારી-વર્ગનો પ્રયત્ન શીઘ્ર લાભકારક થાય આમ સામાજિક અને ધાર્મિક સુધારાઓની યોજનાઓ પાર પાડવામા સ્ત્રી-વર્ગના સહયોગની સખ્ત જરૂર છે

મનુષ્ય-જાતિના અડધા અગને કફોડી સ્થિતિમા નાખી યા નાખીને સમાજે બહુ નુકશાન ઉઠાવ્યુ છે સ્ત્રીને પુરૂષની 'ચાકરડી,' 'ગુલામડી' યા 'દાસી' માનીને પોતાનાજ અગ ઉપર કુઠારાઘાત કરવા જેવી ચેષ્ટા થતી આવી છે છોકરો જ્યારે પરણીને ઘેર આવે, ત્યારે પોતાની માને કહેશે કે—

"મા! મા! હુ તો પરણીને આવ્યો,
છાણ, વાસિદુ ને ગધર્ણું લાવ્યો"

પરન્તુ સમાજના વાતાવરણમા હવે પરિવર્તન થવા લાગ્યુ છે અને પુરૂષ-વર્ગ સ્ત્રીને પોતાના "ડાબા પગનુ ખાસડુ" માનીને પોતે "મોચી" બનવા નથી માગતા! એટલુજ નહિ, પણ શાણા પુરૂષો સમજતા થતા જાય છે કે પુરૂષ અને સ્ત્રી એ બંનેનુ અસ્તિત્વ અને

છે અને એ બન્નેના સમ્મિલનમાં જ પૂર્ણભાવ થતો હોઈ એ
એક અંગને ઉતારી પાડવામાં બીજું પણ અંગ ન્યૂનહીન બની
જાય છે

સ્ત્રી-વર્ગને જ્યારે આત્મ-સમ્માનનું ખરું સચોટ જ્ઞાન થશે, ત્યારે તેનામાં આત્મબળનો સંચાર થશે, અને ત્યારેજ તે ઉત્સાહ-શક્તિસમ્પન્ન થતાં પોતાના ગૌરવની રક્ષા કરી શકશે

## ધર્મ

ઈશ્વર સાથે પોતાનો સંબન્ધ ખરા અન્તઃકરણથી સમજીને, એ સંબન્ધને અનુસરીને જે જે આચાર-વિચાર કરાય તે ધર્મ કહેવાય કેવળ મનુષ્યજાતિ ઉપરજ નહિ, બલ્કિ આખા વિશ્વ ઉપર-પ્રાણીમાત્ર ઉપર પ્રેમ, મૈત્રી, કરૂણા રાખવી એ ગુણો ખરા ધાર્મિકપણામાંથીજ ઉત્પન્ન થાય છે

ધર્મનો કોઈએ ઇજારો લીધો નથી ધર્મનું તત્ત્વ હંમેશા ખુલ્લું, નિરાબાધ અને સર્વત્ર વ્યાપક છે એટલે કોઈપણ પ્રાણી ધર્મ-તત્ત્વના ખરા માર્ગને અવલંબીને પોતાના આત્માની ઉન્નતિ સાધી શકે છે બ્રાહ્મણ હોય કે જૈન હોય, પણ તે સન્ધ્યા-વન્દન-પૂજા-પાઠ કે પ્રતિક્રમણ-સામાયિક વગેરે ક્રિયાઓ કરવા છતાં-ક્રિયાઓમાં ચુસ્ત રહેવા છતાં, અને ધાર્મિક કાર્યોમાં આગળ પડતો ભાગ લેવા છતાં પણ જો તે વેપાર ધંધામાં હડહડતાં જુઠાણાં હાંકતો હોય, બીજાની મૂકેલી થાપણને ઓળવતો હોય, ખોટા ખોટા હિસાબો કરી ભોળા-ભદ્રિક માણસોને લૂંટતો હોય અને અનેક છળ-પ્રપંચ-દગલબાજી કરી નિષ્ઠુર અને નિર્દય રીતે ગરીબોના ગળા ઉપર અધર્મ વ્યવહારરૂપ છરી ફેરવતો હોય,

ક્રિયાકાંડી અને દુર્ધર્મની હોય તો એ હાલતમા એની કઇ સ્થિતિ થશે ? એનું પતન કયાં થવાનું ? એના ક્રિયાકાંડ એને અધોગતિના પંથે જતા બચાવવા સમર્થ થઇ શકશે કે ? નહિ, કદી નહિ, જ્યારે બીજી બાજુ, એક હજામ યા અન્ત્યજ પણ, પોતાના હલકે ધંધાથી પેટ ભરવા છતા, જો ઇશ્વરથી ડરીને અન્યાય અને અપ્રામાણિકતાથી સર્વથા વેગળો રહેતો હોય અને સત્ય તથા નીતિ પ્રમાણે પ્રામાણિકતાપૂર્વક પોતાનું જીવન ગાળતો હોય, તો તે નિઃસંદેહ સદ્ગતિભાજન અને ઇશ્વરીય પુરસ્કારને પાત્ર છે, એમા શક નથી

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ધર્મનું લક્ષણ અન્તઃકરણની શુદ્ધિ છે, અને તે સદાચરણને આભારી છે ભૂતદયા, પરોપકાર, સત્ય, સંયમ, સંતોષ એ ધર્મના ખાસ મુદ્દાઓ છે એજ આપણા ધર્મ-સાધનનું સાધ્ય હોવું જોઇએ એનેજ ઉદ્દેશીને, એનીજ તરફ આપણી ક્રિયાઓ વહેવી જોઇએ ક્રિયાનું સ્પષ્ટ ફળ એ છે કે, ક્રિયાદ્વારા જીવનગત રજ-પુંજનું પ્રમાર્જન થવું જોઇએ, ક્રિયા-દ્વારા જીવનગત મેલ ધોવાવો જોઇએ, ક્રિયાઓનો સુંદર રસ જીવનમા રેડાવો જોઇએ, ક્રિયાની સુન્દર સુગંધથી જીવન બહેકાવું જોઇએ, ક્રિયાના મનોહર રંગો જીવનમા પૂરાવા જોઇએ અને જીવન ખીલી ઉઠવું જોઇએ ક્રિયાની આ સફળતા છે, નહિ તો આપણે સિદ્ધસેન દિવાકરનું વાક્ય કયાં નથી જાણતા કે —

"यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः"—
ભાવ-શૂન્ય ક્રિયાઓ ફળીભૂત નથી થતી

સમ્યક્ત્વ, શ્રાવક-ધર્મ અને ચારિત્ર-ધર્મના ગુણસ્થાનોની વાતો તો દૂર રહી, પણ પ્રથમ ગુણસ્થાનનો જ જો વિચાર કરીએ

અને તેની સાથે આપણા જીવનને સરખાવીએ તો આપણે કયા ઉભા છીએ, એ આપણને સ્પષ્ટ જણાઈ આવશે 'મિત્રા-દૃષ્ટિ' પ્રાપ્ત થાય ત્યારે પ્રથમ મિથ્યાત્વ-ગુણસ્થાનક આવે, એમ હરિભદ્રસૂરિ ફરમાવે છે અદ્વેષ ગુણ એ મિત્રા-દૃષ્ટિનુ વિશેષ લક્ષણ છે સમાગ-પ્રપચ ઉપર ઉદ્વેગ થવો અને દીન-દુખીયા ઉપર કરુણાર્દ્ર હૃદય થવુ એ મિત્રા-દૃષ્ટિની અવસ્થા છે આ દૃષ્ટિવાળાને પરોપકાર તથા પ્રભુભક્તિ જેવા પવિત્ર કાર્યોમ કટાળો આવતો નથી આવી મૈત્રીભાવનાથી મિત્રાદૃષ્ટિ પ્રથમ ગુણસ્થાનમા પ્રાપ્ત થાય છે આવુ પ્રથમ ગુણસ્થાનક પ્રાપ્ત થતા ભવ ભ્રમણનો છેડો નિર્ણીત થઈ જાય છે

પ્રથમ ગુણસ્થાનકગત મિત્રા-દૃષ્ટિની આ વિશેષતા છે, તો ચોથી દૃષ્ટિ કેવા વિશિષ્ટ ગુણોવાળી હશે, એ વિચારવા જેવુ છે છતા તે ચોથી દૃષ્ટિમા પણ મિથ્યાત્વ-ભાવ વર્તે જ છે એટલે તેનો પણ સમાવેશ પ્રથમ ગુણસ્થાનકમા જ છે પાચમી દૃષ્ટિનો ઉદય થતા સમ્યગ્દર્શનનો પ્રાદુર્ભાવ થાય છે સમ્યગ્દર્શનીને શ્રાવક ધર્મ સાપડે છે, અને ત પશ્ચાત્ પરમ શાતિમય, પરમ કલ્યાણરૂપ, વિશ્વવદ્ય સાધુ-જીવન પ્રાપ્ત થાય છે

વીર-ધર્મની આ પદ્ધતિ છે એ પદ્ધતિએ ચાલનાર જૈન છે જૈન એટલે કોરા કપાળ ઉપર ચાલ્લો કરનાર જ નહિ, કિન્તુ જૈન એટલે વીરના પગલે વિજેતા બનવાનો અભ્યાસ કરનાર આત્મ-જેતાઓનો-આત્મસમ્રાટોનો ધર્મ તે જૈન ધર્મ અને જૈન ધર્મ એ જ વીર-ધર્મ

નક્કી સમજી રાખશો કે કોરા ભાવિ-ભાવવાદના માર્ગે કોઈ પણ દેશ યા સમાજે કદી ઉન્નતિ મેળવી નથી પુરુષાર્થ

વાદને આગળ કરી વિજળીના વેગે દોડનાર સાહસિક ધર્મ વીરો જે દેશ યા સમાજમા પ્રકટ થાય છે, તેજ દેશ યા સમાજ વિજય-લક્ષ્મી યા ઐશ્વર્ય-લક્ષ્મીની વરમાળાને પાત્ર બને છે, અને દુનિયામા તેનો ડંકો વાગે છે

ઇચ્છીશુ અને શાસનદેવને પ્રાર્થીશુ કે વીર-ધર્મનો ઢંઢેરો સમાજના સૂત્રધારોને જગાડે, શાસનસૂત્રધારોમા ઉત્સાહ રેડે, યુવકોમા શક્તિ ભરે અને તેઓ સહુ સગઠિત રૂપે, કમર કસીને સમાજની ખબર લેવા શીઘ્ર બહાર આવે કિ બહુના—

सर्वमगलमागल्य सर्वकल्याणकारणम् ।
श्रीमहावीर-देवस्य सदा जयतु शासनम् ॥